Rg No B 2168

# આધુનિક જૈનોનું

કળાવિહીન

# ધાર્મિક જીવન

પરમાનંદ

પ્રકાશક ચંદુલાલ ગોકળદાસ શાહ

સુઘોષા કાર્યાલય

અમદાવાદ

# આધુનીક જૈનોનું કલાવિહીન

# ધાર્મિક જીવન.

લે. પરમાનંદ.

આવૃત્તિ ૧'લી

મ ૧૯૮૫

પ્રત ૧૦૦૦

પ્રકાશક

ચંદુલાલ ગોકળદાસ શાહ

સુઘોષા કાર્યાલય

તેઓને ધારે છે અને આના ગપગોળા સમાજમા ગબડાવે ગયે છે આ પુસ્તક જોના વાચકોને ખાત્રી થશે કે તેઓ ધાર્મિક જીવનના કેટલાક અંગોમા ગ્યના મક રીતે સુધારવાનુ ઇચ્છે છે અને નહિ કે તેનો નાશ કરવાનુ ખોટા વિરોધીઓને આ પુસ્ત ના તેમના વાચન પછી તેમની માન્યતામા ભારે સુધારો કરવાની જરૂર જણાશે એવી આશા રાખવી તે વધુ પડતી નહિ ગણાય તે શીવાય નાડો સબધી જે વિચારો તેમણે જણાવ્યા છે તે સબધમા જનતામા વધુ ચર્ચા થાય અને પછી જ તેનો નિર્ણય થાય તેમ મારુ માનવુ છે

પ્રકાશક

---

## શુદ્ધિપત્ર

| પાનુ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૪ | ૮ | યથાસ્થિતિ | યથાસ્થિત |
| ૫ | ૧૦ | અનુચ્છિન્ન | અવિચ્છિન્ન |
| ૧૧ | ૧૮ | રાંસડા | રાસડા |
| ૧૯ | ૧૬ | ફરિયાફ | ફરિયાદ |
| *૨૪ | ૯ | ધ્યાન | ધ્યાન |
| ૩૨ | ૩ | છ ઉ | છે તે |
| ૬૪ | ૭ | આમગ | આગાસ |
| ૮૧ | ૪ | ધ્યાનસ્ | ધ્યાનસ્થ |
| ૮૫ | ૨૩ | [illegible]ગાપી | [illegible]ફાવરી |

તે લેખો પ્રગટ થયાને આજે સાત વર્ષ ઉપર સમય વહી ગયો છે આટલા લાબા સમયના અનુભવ, અભ્યાસ અવલોકન અને મનન બાદ પણ તેમા જણાવેલ કોઇ પણ વિચારમા ફેરફાર કરવાની મને જરૂર દેખાતી નથી એની એજ વસ્તુ ઉપર આજે લખવાનું હોય તો તે વસ્તુના વિવેચનમા કેટલીક નવી માહિતી ભરી શકુ તેમજ કેટલાક મર્મગ્રાહી વિચારો ઉમેરી શકુ પણ તેમા પ્રરૂપેલુ મૂળ દષ્ટિબિન્દુ તો અત્યારે પણ કાયમ છે હુ અત્યારે પણ પણ માનુ છુ કે ઉચા ગણાતા વર્ગોમા વર્તમાન જૈન સમુદાય જીવન સૌથી વધારે કળાવિહીન, અનુકરણપરા યણ અને ધ્યેયપરાઙ્મુખ છે આપણી મૂર્તિપૂજાના અગમા પહેલા કરતા પણ આજે મારા વિચારો વધારે મક્કમ અને ઉગ્ર બની રહ્યા છે મે દિગબર જૈનોના કેટલાક મદિરો અને મૂર્તિઓ જોઈ છે અને તેથી ખાસ કરીને આપણાથી પૂજન વ્યવહારમા જે અતિશયતાઓ ઉમેરાઇ છે, તેનું મને વધારે સચોટ ભાન થયુ છે જિનમૂર્તિની ભવ્ય કલ્પના અને તે મૂર્તિ ઉપર કરવામા આવતુ અત્યારનુ અલકરણ-બન્ને વચ્ચે રહેલો અસાધારણ વિરોધ આપણી બુદ્ધિને જરા પણ ખુચતો નથી એ મારે મન ભારે આશ્ચર્યનો વિષય છે પ્રસ્તુત લેખમાળામા ચર્ચેલા અનેક વિચારો પુન પ્રગટ થવાના પરિણામે નવી ચર્ચાઓ જન્મે અને આપણા ધાર્મિક વ્યવહારો કળાસગત બને એથી લેખકને કે પ્રગટકર્તાને અન્ય શુ ઇષ્ટ હોય ?

તા ૨૦-૯-૨૮
મુબઇ

પરમાનદ.

# आधुनिक जैनोनु कळाविहीन धार्मिक जीवन

## મનુષ્ય જીવનનુ ધ્યેય કળા અને ધર્મનો સબધ

(૧)

જૈનોના જીવનને કળાવિહીન કહેવુ તે મોટો આક્ષેપ ગણાય, પણ તે આક્ષેપની યથાર્થતા સમજાયા સિવાય જૈનોના ધાર્મિક જીવનમા જે જડતા-નિરસતા-કળાશૂન્યતા-પ્રવેશ પામી છે તે દૂર થવી અશક્ય છે આપણા લોકોમા કળા વિષે એટલુ બધુ અજ્ઞાન છે, કે વર્તમાન જૈનોના ધાર્મિક જીવનને કળાવિહીન કહેતા પહેલા પ્રથમ તો કળા અને ધર્મના સબધનો નિર્દેશ કરવો આવશ્યક છે.

સસારમા દરેક આત્મા અપૂર્ણ છે, અને પૂર્ણતાને શોધે છે, તે પૂર્ણતા સચ્ચિદાનદ સ્વરૂપની પ્રાપ્તિમા રહેલી છે, એમ હિંદુ તેમજ જૈન શાસ્ત્રકારો કહે છે, તે સ્વરૂપની પ્રાપ્તિ જનમાત્રને લક્ષ્ય છે, એમ અનેક શાસ્ત્રો અનેક દૃષ્ટાન્તોથી સિદ્ધ કરે છે

મનુષ્ય સામાન્ય રીતે પોતાના જીવનની જન્મથી મરણ પર્યન્ત મર્યાદા બાધે છે, અને પોતાના દેહમા આત્મભાવને કલ્પે છે, આમ સમજવાને બદલે દેહથી અતિરિક્ત આત્મા છે, તે અનાદિ અનન્ત છે, તેનુ અસ્તિત્વ જ સાચુ છે, અન્યનુ અસ્તિત્વ ખોટુ છે કારણ કે અન્ય સર્વ અચિર સ્થાયી છે, અને જેમ સર્પ જૂની કાચળી છોડે અને નવી કાચળી ગ્રહણ કરે તેમ આત્મા અને દેહનો સબધ ચાલ્યા જ કરે છે આવી - આત્મપ્રતીતિને સત્ પ્રાપ્તિ કહી શકાય.

જ્યા સુધી મનુષ્યને ઇન્દ્રિયદ્વારા અબાધિત જ્ઞાન મળે છે ત્યા સુધી તે અજ્ઞાન તો કહી ન શકાય, પણ મનુષ્યનુ જ્ઞાન દિશા તેમજ કાળથી મર્યાદિત હોઇને તેમજ જેટલુ છે તેટલુ પણ ભ્રાન્તિમિશ્રિત હોઇને ઇન્દ્રિયપ્રાપ્ય જ્ઞાનને અજ્ઞાનની કાટિમા જ મૂકી શકાય આ દિશા અને કાળની મર્યાદા તુટે, સઘળી ભ્રાન્તિઓ ટળે, અને જેમ સ્વચ્છ આદર્શમા સુદર પ્રતિબિંબ પડે તેમ નિર્મળ આત્મ આકાશમા આ સમગ્ર વિશ્વનુ ત્રિકાલાબાધિત યથાસ્થિતિ પ્રતિબિંબ પડે ત્યારે ચિત્ પ્રાપ્તિ થઈ ગણાય

મનુષ્યનો આનદ સૌન્દર્યના અનુભવમા રહેલો છે કુદરતનુ સુદર દશ્ય જોતા, પ્રાસાદિક કવિની પ્રતિભાપૂર્ણ કવિતા વાચતા, વિવિધ વિલાસવતી કોઈ રમણી નિરખતા, નવરગી બાળકો નજરે પડતા અને આવા આવા અનેક સુદર ગણાતા પ ર્યોનો સાક્ષાત્ અનુભવ થતા સ્વાભાવિક રીતે મનુષ્યના અતરમા આનદ ઉલસે છે, એમ છતા પણ સુદર વસ્તુનો સાક્ષાત્ સમાગમ દરેક મનુષ્યના હૃદયમા એક સરખો આનદ ઉપજાવી શકતો નથી આના ઘણા કારણો હોય છે, પણ મુખ્યત્વે કરીને આમ બનવાનુ એક કારણ એ હોય છે કે મનુષ્ય અનેક પ્રકારના વિકારોને વશ હોઇને સાચા સૌન્દર્યને સમજી શકતો નથી સુદર-અસુદર રનો સાચા વિવેક કરી શકતો નથી, સૌન્દર્યાનુભવની તૃષ્ણામા કુરૂપ પદાર્થોની પાછળ ભટકે છે અને ઠોકર ખાય છે આમ બનતા તેનો આનદ અવિચ્છિન્ન ધારાએ વહેતો નથી સુદર વસ્તુને સૌ કોઈ ચહાય, પણ સારા માઠા સસ્કારોને લીધે સૌન્દર્યને લગતા દરેકના ધોરણમા તફાવત પડે છે

અને તેથી એક જ વસ્તુ એકની પ્રીતિનુ પાત્ર બને તે અન્યને અણગમાનુ સાધન બને, અને દરેક મનુષ્યમા માનસિક પરિવર્તન નિરતર થયા કરતુ હોવાથી આજે જે વસ્તુ ઉપર પ્રીતિ હોય તેના ઉપર આવતી કાલે અણગમો થાય તે સ્વાભાવિક છે આ મર્યાદિત સ્થિતિના બધનોમાથી ઉચે આવના સુદર અનુદરના ખ્યાલો ચોક્કસ બને, આત્મા પૂર્ણદશાને પામતા જે વિશ્વવ્યાપી સ્થિતિ પ્રાપ્ત થાય તેને લીધે વિશ્વમા ભરેલા અખૂટ સૌન્દર્યનો તે ભોક્તા બને, મોહવિકાર અને મલિન વાસનાઓનો આવરણ દૂર થતા મનોગત વિહ્વળતા પણ નાશ પામે અને નિરતર અનુવચ્છિન્ન અવર્ણનીય આનદની પ્રાપ્તિ થાય.

આ રીતે સચ્ચિદાનદ સ્વરૂપને પામેલ આત્માની સ્થિતિ વર્ણવી શકાય આ ઉપરથી સમજાશે કે કળાની પૂર્ણતાને પામ્યા સિવાય એટલે કે વિશ્વજીવનમા વ્યાપી રહેલા કળાના અશોને આ મજીવનમા એક રૂપ બનાવ્યા સિવાય અપ્રતિહત આનદ અશક્ય છે અને તે અપ્રતિહત આનદ સિવાય પૂર્ણ દશાને પામવાનો કાઇ અર્થ જ નથી

હવે ધર્મનુ શુ ક્ષેત્ર છે તે તપાસીએ સામાન્યત મનુષ્યોનુ જીવન લક્ષ્યહીન દેખાય છે મનુષ્ય જન્મે છે, જીવે છે અને મરે છે, પણ એ બધુ શુ અને શાને માટે છે તેનો તેને કાઇ ખ્યાલ હોતો નથી જીવનમા અનેક તરગો–વાસનાઓ ઉઠે અને તે તૃપ્ત કરવાના સાધનો યોજતા લય પામે આ સાધનો યોજવામા યોગ્યાયોગ્ય કે કર્ત્તવ્યાકર્ત્તવ્યનો ખ્યાલ દેખાય જ નહિ, પોતાની જાત ભોક્તા

અને આખુ વિશ્વ ભોગ્ય લેખાય, આગળ પાછળનો વિચાર ન થાય અને માત્ર સામે ઉભેલા સ્વાર્થને આધારે એજ ચિન્તવનમા જીવન પ્રવાસ પૂરો થાય આવી અતત્રિત-તરંગી-મનસ્વી-માયાવી સ્થિતિમાથી ઉદ્ધાર કરે, નિયમનુ સ્થાપન કરે અને મનુષ્યજીવનનું અમુક લક્ષ્ય નક્કી કરીને તે તરફ દોરે માનવ જીવનના વિવિધ માર્ગગામી પ્રવાહોને તે ધર્મ કહેવાય અજ્ઞાનાવૃત સ્થિતિમાથી ઉદ્ધાર કરી આત્માને જ્ઞાનમય દશાને પમાડે, મોહાવૃત દશામાથી છુટો કરી પ્રેમમય દશાને પહોચાડે, કુરૂપી પદાર્થોમા ઉપજેલી સુરૂપતાની ભ્રાન્તિ દૂર કરી સાચા સૌન્દર્યના રહસ્યને પ્રાપ્ત કરાવે એજ ધર્મ ગણી શકાય આ રીતે કળા અને ધર્મનો વિશાળ અર્થ લઇએ તો કળાની પૂર્ણતાને સાધ્યા સિવાય આત્માની પૂર્ણતા અથહીન છે અને ધર્મનું લક્ષ્ય આખરે આત્માને અપૂર્ણ દશામાથી પૂર્ણ દશાએ લઈ જવાનું હોઇને કળા અને ધર્મ એકમેકના નિકટ સબધવર્તી છે એ પણ સ્વત સિદ્ધ થયું

કળાના ઘણા અર્થો થાય છે તેથી કળાનું સામાન્ય લક્ષણ બાધવુ બહુ મુશ્કેલ છે અહિં કળા શબ્દનો અર્થ યુક્તિ કે બુદ્ધિચાતુર્ય લેવાનો નથી, અહિં તો કળાથી એટલુ જ સમજવુ કે અતરાત્મામા જે સરસ વિચારો, મનોહર કલ્પનાઓ, ઉન્નત ભાવનાઓ ઉદ્ભવે તેનુ વિવિધ સાધનો વડે સુન્દર નિરૂપણ કરવાની શક્તિ તે કળા તે કળાનો પ્રદેશ બહુ વિસ્તીર્ણ છે અને તેમા અનેક વિષયોનો સમાવેશ થાય છે ચિત્ર, સગીત, કવિતા, નૃત્ય, નાટક, સ્થાપત્ય વિગેરે

અનેક વિષયો કળાના જ સ્વરૂપો છે માનુષિ જીવનમા રસ પ્રેરનાર શક્તિ તે કળા છે કળાકારની કાલ્પનિક સૃષ્ટિમા સ્થૂળ વિશ્વમા અનુભવાતી કુરૂપતાને સ્થાન નથી સામાન્ય નજરે કળા અને ધર્મના પ્રદેશો ભિન્ન ભિન્ન જણાય છે કળાનુ લક્ષ્ય આનદ પમાડવાનુ અને ધર્મનુ લક્ષ્ય માણુસને નિયમમા લાવવાનુ લેખાય છે, પણ ભિન્નલક્ષી હોવા છતા કળા અને ધર્મ પરસ્પરને અવલબીને રહેલા છે કળા ઉપર ધર્મનુ નિયત્રણ હોય તો જ તેની વિશુદ્ધિ સચવાય, અને ધર્મને તો કળાનો આશ્રય અપરિહાર્ય બનેલો છે લોકજીવનમા ધર્મની આટલી બધી સત્તા જેટલી તેના તત્ત્વજ્ઞાનને આભારી છે તેટલી જ તેણે લીધેલ કળાના આશ્રયને આભારી છે કર્તવ્ય નિયામકતા જેનુ લક્ષ્ય હોય તેમ ધર્મ એ સામાન્ય વ્યાખ્યા નીચે દુનિયાના દરેક ધર્મોનો સમાવેશ થઈ શકે છે તે સર્વ ધર્મોના પરિપાક તથા પ્રચારમા ચિત્ર, સગીત, કાવ્ય, સ્થાપત્ય વિગેરે કળાઓએ કેટલો ભાવ ભજવ્યો છે તે વિચારકને સુગમ્ય છે સ્તુતિઓ પ્રાર્થનાઓ, પદો, ગીતો વિના લોકહૃદયને ધર્મ શી રીતે ગમ્ય બને ? મોટા ભવ્ય મદિરો, મનોહર વાજીત્રો, પુરાણ વિષયક રમ્ય ચિત્રો વિના ધર્મવિકાસ અશક્ય છે નરસિંહ મહેતાની ધર્મભક્તિ કવિતામા જ આવિર્ભાવ પામી હતી. બુદ્ધ ધર્મના સાધુઓની ધર્મભાવના અજટા આદિ સ્થળોમા થયેલા ચિત્રામણમા પ્રગટી હતી આદિ ક્રિશ્ચિયનોએ પોતાની ધર્મભાવના ભવ્ય મદિરો અને મેરી અને ક્રાઈસ્ટના અસખ્ય કાલ્પનિક ચિત્રોમા ગુથી હતી જે મદિરમા વાજિંત્રનો રણ... તે મદિર સુનકાર લાગે આવી રીતે જણાય

ધર્મથી જ ખરૂ પોષણ પામી છે આદિ ગુજરાતી સાહિત્યનો ઘણો ખરો ભાગ ધર્મવિષયક જ હતો પ્રાચીન કાળમા ચિત્રો પણ ઘણું ખરૂ ધર્મના વિષયને અવલબીને ચિતરાતા, બાધકામ તથા કોતરણી ધર્મના ઉદાર આશ્રયથી જ આટલા વિકાસને પામ્યા છે આ રીતે કળા અને ધર્મની પરસ્પર અવલબિતતા સુસ્પષ્ટ છે વળી જેવો સબધ જ્ઞાનને ધર્મ સાથે છે તેવો જ સબધ કળાને ધર્મ સાથે રહેલો છે જ્ઞાન પ્રદ્યોતક શક્તિ છે કળા અનુરજક શક્તિ છે જ્ઞાનવિના ધર્મ આધળો, કળાવિના ધર્મ રસહીણો, પણ ધર્મના નિયત્રણ વિના જ્ઞાન કુમાર્ગે ખરચાય અને કળા વ્યભિચા રમા પરિણમે ઉભયનો આશય મનુષ્યને ઉચે લઈ જવાનો છે, પણ ધર્મના અભાવે ઉભય મનુષ્યના અધ પતનનુ નિમિત્ત બની શકે છે

કળા સાધન છે, ધર્મ સાધ્ય છે તેને બદલે વિપરીત પરિસ્થિતિ બને તો ધર્મના સ્થાનોમા અધર્મનુ સામ્રાજ્ય ઉભુ થાય જગન્નાથપુરી અને એવા જ અન્ય મદિરોમા જોવામા આવતા બિભત્સ ચિતરામણ અને કોતરકામ શુ સૂચવે છે ? કૃષ્ણ ગોપીના નામે સમાજમા પ્રચલિત થયેલા હદ બહારના શૃગારિક કાવ્યો શુ જણાવે છે ? તે માત્ર ધર્મના ઓથામા કળાનો સ્વચ્છન્દ વિહાર સૂચવે છે અત્યારે પ્રસ રતા જડવાદના યુગમા પણ આવી જ પરિસ્થિતિ ઉભી થતી દેખાય છે ઉન્નતગામિની કળા ધર્મપરાડ્મુખી બનતા વિષ યગામિની થતી જતી અનુભવાય છે અને મનુજ જીવનમા વિશુદ્ધિ લાવવાને બદલે વિનાશવિવર્ધનને યોજતી જણાય

છે કળાનો ઉદ્ધાર ધર્મથી છે, ધર્મનો પ્રચાર કળાથી છે ધર્મ સરખા સોમરસને પચાવવામા કળા પરમ ઔષધિનું કામ કરે છે કળાવિહીન ધાર્મિક જીવન લુખુ અને જડપ્રાય દીસે છે ધર્મવિનાની કળાપરાયણતા આખરે સ્વચ્છન્દ આચારમા પરિણામ પામે છે

આ રીતે કળા અને ધર્મનુ સામાન્ય સ્વરૂપ સમજાવ્યું આ સબધની વિશિષ્ટ પર્યાલોચનાને અહીં અવકાશ નથી કળા અને ધર્મના સબધની ઐતિહાસિક અને ભૌગોલિક દૃષ્ટિબિન્દુએ સમાલોચના થાય તો ઘણુ જાણવાનુ મળે કળા તેમજ ધર્મ એક છતા કાળ તેમજ દેશના અતરે કળા અને ધર્મના અનેક સ્વરૂપો જોવામા આવે છે જેમ કાળ કાળના અને દેશ દેશના ધર્મો જુદા જુદા હોય છે તેમજ કાળ અને દેશને અનુસરીને કળાના આવિર્ભાવો પણ ભિન્ન ભિન્ન પ્રકારના દૃષ્ટિગોચર થાય છે આમા પણ જ્યારે એક-મેકથી તદ્દન જુદી રીતે વિચરતા અને અસમાન ભાવનાઓને ધારણ કરતા દેશોનો વિગ્રહ કે એવા જ કોઇ કારણે સમા ગમ થાય છે ત્યારે જેમ ધવલવર્ણી ગગા અને શ્યામવર્ણી યમુનાનો સગમ થતા પાણી ડોળા અને અન્યવર્ણી બની જાય છે તેમ પ્રત્યેક દેશના ધર્મ અને કળા ઉપર સખ્ત આઘાતો લાગવા માડે છે અને ઉભયના સ્વરૂપો એકદમ પલટાવા માડે છે આવી પરિસ્થિતિ જ્યારે વિગ્રહના પરિણામે ઉભી થઇ હોય અને એક દેશનો અન્ય દેશ સાથે પરાજિત-વિજેતાનો સબધ જોડાયો હોય ત્યારે જેટલા પ્રમાણમા વિજેતા દેશના કળા અને ધર્મને ખમવુ પડે છે

તેથી ઘણુ વધારે પરાજિત દેશ ફરા અને ધમના અગમા નુકશાન ભોગવે છે, કારણ કે પરાજિત દેશગાથી આ નન ન્માનની કે આ મશ્રેષ્ટતાની ભાવના લય પાની ગઈ હોય છે અને વિજેતા દેશના લોકો ની રહેણી કરણી તેમજ ભાવ નાઓમા સર્વોત્કૃષ્ટતાની ભ્રાન્તિ થાય છે આ વ્યામોહનુ પરિણામ એ માવ છે કે પરાજિત દેશ પાતાનાર ન્ જીવ નના સુંદર અને ઉપયોગી અશોને ગુમાવી દે છે મને રાજ્ય કરતી પ્રજાના પોતાને તદન પ્રતિકૂળ અને નિરૂપયોગી કેટ લાક અમક અશોને મોહ વશાત્ આત્મજીવનમા ચિર સ્થાયી સ્થાન આપે છે આજ આપણા ભારતવર્ષની પણ ઘણીક આવીજ દશા થઇ છે પાશ્ચિમાત્ય પ્રજાના ભારત વર્ષ ઉપર આક્રમણ આરભાયા અને ક્રમે કરીને અગ્રેજ પ્રજાનુ ભારત વર્ષ પર શાસન સ્થપાયુ, ત્યારથી પાશ્ચિમાત્ય સસ્કૃતિની પૌર્વાત્ય સસ્કૃતિ સાથે ભારે અથડામણી થઇ, તેના પરિ

આશ્રય લીધો હત તો ભાવી એટલુ ચિંતાજનક ન બનત, પણ પરિસ્થિતિ એવી ઉભી થઇ કે આપણો ઘણો ખરો શિક્ષિતવર્ગ સારાસારવિવેકને ભૂલી જઇ પશ્ચિમનુ અંધ અનુકરણ કરવામા જ શિક્ષિતતાની સાર્થકતા સમજવા લાગ્યો એને અશિક્ષિત લોકો શિક્ષિતને પગલે ચાલવા લાગ્યા પરિણામે આજ આપણા સામાજિક જીવનમા અનેક તત્ત્વો પર સ્પર સઘટ્ટિત થતા દૃશ્યમાન થઇ રહ્યા છે આની અસર દેશના કળા અને ધર્મ- જે લોકજીવનના અતિ મહત્વનો ભાગ ભજવે છે તેના ઉપર થયા વિના કેમ રહે? જડવાદની પ્રતિષ્ટા વધારનાર પ્રાશ્ચિમાત્ય સસ્કૃતિના યોગે ધર્મના નાજુ તત્ત્વો પણ ધાધલથી ભરેલા લેખાયા છે અને કળાના રસ મય નૈસર્ગિક આવિર્ભાવને તિલાજલિ અપાવા માડી છે હિંદની કળામા ભાવનાત્મક તત્ત્વ ઘટતુ જાય છે, સ્થળતા વધતી જાય છે ધર્મપરિપોષકતા ઓછી થાય છે, વિકારવિવર્ધકતા પોષણ પામે છે દેશના રમવિહાર સુના થતા જાય છે, કૃત્રિમ ફફડાટ વધતો જાય છે ધાર્મિક ઉત્સવોની મસ્તી આજ ક્યા છે? કયી કુલીન બાલાઓ આજ ચાદનીમા રાસડા ગાતી જોવામા આવે છે? પોષાકમા પણ ફેશનની વિવિધ ઘટના પાછળ અનુકુલતા કે સુન્દરતાના આદર્શો અવગણનાને પામે છે, પશ્ચિમના તત્ત્વો વિવેક વિના દાખલ કરવાથી આપણા માનસજીવનને મોટો આઘાત લાગ્યો છે અને વ્યવહારૂ જીવનમા વર્ણસકરતા વધી છે આ પરિસ્થિતિની માઠી અસર આપણા ધાર્મિક જીવનમા અવિશેષ વ્યક્ત થાય છે તે જોતા સહૃદય વિચારકને ગ્લાનિ થયા વિના રહેતી નથી જે સ્થિતિ અન્ય ધર્મોની થઈ છે તે

સ્થિતિની જૈનધર્મ પોતાનો બચાવ કરી શકેલ નથી, એટલુ જ નહિ પણ કળામા વિશુદ્ધિ પ્રેરવાનુ જે ધર્મને માન ઘટે છે તે જ ધર્મ કળાના દષ્ટિબિન્દુએ સૌથી વધારે અવપતિત થયેલો દેખાય છે આનો સવિસ્તર પ્રસ્તાવ કરી જૈન બધુ ઓનુ તે દિશામા લક્ષ્ય ખેચવુ અને કળાથી ધર્મનો અને ધર્મથી કળાનો પુનરુદ્ધાર કરવા પ્રેરણા કરવી એ આજે હવે પછી સુ યત્ન કરવામા આવશે

## ધાર્મિક ચિત્ર આલેખન

## (૨)

ઉપર કળા અને ધર્મના સબધનુ સ્વરૂપ સમજાવ્યુ અને લાવણ્યાદ અગ્રેજોનુ આર્યાવર્ત ઉપર સામ્રાજ્ય થતા કળા અને ધર્મ ઉપર જે માઠી અસર થવા પામી છે તેનુ ટુકમા વિવેચન કર્યું આ માઠી અસરથી જૈનો પણ છુટવા નથી પામ્યા તેનુ પણ સહેજ સૂચન કીધુ જ્યારે આખા દેશના જીવનપ્રવાહમા અશુભ વિષમય તત્ત્વો પ્રસરવા માડે ત્યારે તે જ દેશમા વસતા જૈનો તે વિષમય પરિણામોથી મુક્ત રહે તેવી આશા રાખવી તે તો વ્યર્થ જ ગણાય, પણ જૈનો સામાન્ય રીતે બીજી પ્રજા કરતા વધારે અનુકરણશીલ પ્રકૃતિના જણાય છે અને આધુનિક જૈનોની કળાવિષયક ઉપેક્ષા પણ સૌથી ચઢિયાતી છે, તેથી જૈનોનુ ધાર્મિક જીવન કળાથી બહુ બહુ દૂર જતુ અનુભવાય છે જ્યા જ્યા કળાને ધાર્મિક પ્રવૃત્તિઓમા અવકાશ આપવામા આવે છે,

ત્યા ત્યા સૌંદર્ય પ્રગટવાને બદલે કદરૂપા દશ્યો દેખાવ દે છે અને તેથી જૈનો અન્યના ઉપહાસને પાત્ર બને છે. આ વિષયનો અહી યથાશક્તિ વિસ્તાર કરવાની ધારણા છે

વર્તમાન જૈનોના ધાર્મિક જીવન ઉપર કળાશૂન્યતાનો આરોપ મૂકતા સહેજે પૂર્વકાળના જૈનો તરફ દષ્ટિ દોટે છે અને મનમા પ્રશ્ન થાય છે કે પૂર્વ કાળના જૈનોને પણ આ આક્ષેપ લાગુ પડે ખરો કે? પૂર્વકાળના જૈનોનો કળા પ્રત્યે કેટલો આદરભાવ હતો તેનું ચોક્કસ માપ કાઢી ન શકાય, પણ જે જૈનોએ શેત્રુજય, ગિરનાર, આબુ અને સમ્મેતશિખર જેવા દિવ્ય સ્થાનોને પોતાના તીર્થો બનાવ્યા છે, જે જૈનોએ અનેક પદ્યો, રાસો, કાવ્યો અને સઝાયોથી સસ્કૃત, પ્રાકૃત તથા ગુજરાતી સાહિત્યને સમૃદ્ધિવાન્ કર્યું છે, જે જૈનોએ સ્થળે સ્થળે સુંદર કારીગિરી તથા કોતરણી વાળા ભવ્ય મ દિરો બાધીને હિ દના શિલ્પને શોભાવ્યું છે, તે જૈનોની કળાપ્રિયતા તો વિના સ શય સિદ્ધ છે દેલવાડાના મ દિરોની કોતરણી આજ આખા જગતને મોહાવી રહી છે, શત્રુ જયની મ દિરમાળા જગતના તીર્થ-સ્થાનોમા અદ્વિતીય છે, પાવાપુરીના મ દિરમા જે શાતિ મય સૌન્દર્ય ભર્યું છે તે હાલ બીજે કયા અનુભવાય છે, સમ્મેતશિખર જેવા રમણીય સ્થળો હિ દુસ્થાનમાં બહુ જ અલ્પ છે કવિતાના પ્રદેશમા જૈનોનો પ્રયાસ અસાધારણ છે શૃગારના ઉન્માદને દૂર કરી શાન્તરસમય બોધક સાહિત્ય ઉપજાવવાનું માન જૈનોને જ ઘટે છે આન દઘન અને ચિદાન દના સાત્ત્વિક પદો સાથે હિ દુસ્થાનમા બીજા કેટલા

પદો ઉભા રહી શકે તેમ છે ? જૂની કથાઓમાથી પણ જૈનોની કળાપ્રિયતાના મનોહર દષ્ટાતો મળી શકે તેમ છે રાવણ મદોદરીનું અષ્ટાપદ પર્વત ઉપર નૃત્ય કોને અજાણ્યું છે ? જૈન નાટકો વિષે પણ જૈન કથાસાહિત્યમાથી અનેક વાતો ઉપલબ્ધ થાય છે આ રીતે જૈન ધર્મનો પ્રાચીન ઇતિહાસ કળા અને ધર્મનો સુયોજક હતો એ સુગોચર બને છે આ જ ધર્મનો વર્તમાન ઇતિહાસ તેથી વિપરીત સ્થિતિને ધારણ કરી રહેલ છે તેનો કદિ કોઇને વિચાર આવ્યો છે ?

વર્તમાન ધાર્મિક જીવન ઉપર નજર કરતા આપણી ધાર્મિક પ્રવૃત્તિઓમા અક્ષમ્ય કળાશૂન્યતા નજરે પડે છે દ્રવ્યોપાર્જન જીવનનું મુખ્ય લક્ષ્ય બનતા રસપોષકતા ઘટી ગઈ અને સ્થૂળ લાભાલાભના વિવેકમા અને જેમ આવે તેમ મોનું રૂપુ વેરવામા કળા અને ધર્મની સેવાનો સમાવેશ થઈ ગયો પ્રથમ તો ચિત્રકળાને લક્ષીને વિચાર કરીએ

અત્યારે હિંદમા ચિત્રકળાનો પુનરુદ્ધાર થવા માડયો છે, છતા જૈનોનુ તે તરફ અસાધારણ દુર્લક્ષ્ય છે એટલુ જ નહિ પણ કેટલાક જૈનવિચારકો ધમને લગતા ચિત્રો પ્રગટ કરવાની તદ્દન વિરુદ્ધ અભિપ્રાય ધરાવે છે તે આશ્ચર્ય પમાડે તેવુ છે જે લોકો જાત મહેનતથી ધર્મ સાહિત્ય વાચવા ન માગતા હોય તેમને આગળ ધર્મ સસ્થાપન કરવાનું સારામા સારૂ સાધન ધાર્મિક ચિત્રો છે, એટલુ જ નહિ પણ ધાર્મિક કલ્પનાઓ ચિત્રારૂઢ થયા પછી જ હૃદયમા ઉંડા મૂળ નાખી શકે છે અત્યારે રામ, કૃષ્ણ

અને બુદ્ધના કેટલાય મનોહર આલેખનો પ્રગટ થઈ રહ્યા છે તો ભગવાન્ મહાવીર અને અન્ય તીર્થંકરોના ચિત્રો પ્રવીણ ચિત્રકારોને હાથે શા માટે ન આલેખાય? સિદ્ધ ચિત્રકાર હાલના ચિતરેલા મેરી અને ક્રાઇસ્ટના ચિત્રો કેટલા ભાવાત્મક અને ભક્તિઉત્પાદક હોય છે? માનસિક જીવનના વિકાસમા ચિત્રો અનુપમેય ભાગ ભજવે છે અજ્ઞ સ્ત્રી પુરુષોને મહાપુરુષના ચરિત્રો ચિત્રોથી સુગમ્ય બને છે ધ્યાનને માટે ઇષ્ટદેવની પ્રતિકૃતિ અતિ ઉપયોગી સાધન બની શકે છે આપણને ક્રાઇસ્ટ, બુદ્ધ, કે મહમદ ઉપર ખાસ ભક્તિભાવ ન હોય તો પણ તે તે મહાપુરુષોના એવા સુદર અને અલૌકિક આલેખનો જોવામા આવે છે કે આપણને તે તરફ સહેજે આકર્ષણ થયા વિના ન રહે, અને તે મહાપુરુષો માટે અતરમા ભક્તિભાવ ઉપજ્યા વિના ન રહે જૈનેતર લોકગણમા જૈનધર્મનો પ્રચાર કરવા માટે તથા જૈન ભાવનાઓ વિસ્તારવા માટે ચિત્રો જેવી બીજી એકે લીઓનાર્ડો વીન્ચી ઉત્તમ પરિભાષા નથી તેમજ અન્ય લોકવિખ્યાત ચિત્રકારોની લેખિનીમાથી ઉપજેલ મેરી અને ક્રાઇસ્ટના આલેખનોમા કેટલી પવિત્રતા અને વિશદતા ભરેલી હોય છે? અવનીન્દ્રનાથ ટાગોરનુ ભારતમાતાનુ કે ભિક્ષુ બુદ્ધનુ ચિત્ર કેટલુ ભાવપૂર્ણ અને મનોહર છે? ભગવાન મહાવીરની મહત્તા કાઇ ઓછી નથી શા માટે ચિત્રવિચિત્ર કલ્પનાવાળી તેની છબીઓ ન ચીતરાય? મહાવીર તેમજ અન્ય મહાપુરુષોના જીવનમા એવા અદ્ભૂત પ્રસગો છે કે જો તેના સુદર આલેખનો પ્રગટે તો કળા સાહિત્યમા જબરી પૂરવણી થાય અને આખુ વિશ્વ પણ જૈન ધર્મના

રહસ્યને બહુ સહેલાઈથી પામી શકે મહાવીર અને ગોશાળાનો પ્રસંગ, ચંદનબાળાનો સમાગમ, ચંડકોશીયાનો ઉપદ્રવ, ગૌતમનો પ્રથમ મેળાપ, શ્રેણિકનો પરિચય, કેવળજ્ઞાનપ્રાપ્તિ, ભગવાનનું નિર્વાણ, ગૌતમસ્વામીનો નિર્વેદ–આવા અનેક પ્રસંગો ચિત્રાય તો તે જગતને કેટલા બોધક બની શકે? ભગવાન ઋષભદેવના ચરિત્રમાં પણ ક્યાં ઓછા પ્રસંગો છે? વર્તમાન સૃષ્ટિ વ્યવહારનું પ્રવર્તન, ભરત અને બાહુબળનું યુદ્ધ, ભગવાન ઋષભદેવના હાથે બ્રાહ્મી અને સુંદરીને વિદ્યાપ્રદાન, ભરત ચક્રવર્તીને આરીસાભુવનમાં કેવળજ્ઞાન, બાહુબળનું અહંકારમોચન, મરુદેવી માતાનો ભગવાનને છેલ્લો સમાગમ–આ બધા પ્રસંગોને પુસ્તક પાનામાં રાખી મૂકવા કરતાં ચિત્રો દ્વારા જગતની નજર સન્મુખ લાવવા જોઈએ જૈન કથાસાહિત્યમાં પણ ચિત્રોને માટે પુષ્કળ સાહિત્ય ભરેલું છે સ્થૂલિભદ્ર અને વેશ્યાનો પ્રસંગ, શાળિભદ્ર અને ધન્નાનું ચરિત્ર, શ્રીપાળની રામાયણ જેવી મોટી જીવનકથા, ચંદરાજાની રસપૂર્ણ વાર્તા જૈન ઇતિહાસમાં પણ હેમચંદ્રાચાર્ય અને કુમારપાળ, હીરવિજયસૂરિ અને અકબર બાદશાહ, શીલગુણસૂરિ અને વનરાજ ચાવડો, અને તદુપરાન્ત વલ્લભીપુર અને મથુરામાં મળેલી આગમ ઉદ્ધાર અર્થે આચાર્યોની સભા, આનંદઘનજી અને યશોવિજય ઉપાધ્યાયનો સમાગમ–આવા અનેક ચિરસ્મરણીય બનાવો હજુ સુધી કોઈ ચિત્રકારની લેખિનીને વર્યા નથી તે ખરેખર આશ્ચર્ય પમાડે તેવું ગણાય!

ધાર્મિક ચિત્રો પ્રગટ કરવામાં કેટલાક આશાતનાનો ભય રાખે છે એક તો આ ભય કેટલેક અંશે ખોટો છે

અને બીજુ તો આશાતનાના આપણા ખ્યાલમા પણ કેટલોક ફેરફાર કરવાની જરૂર છે આશાતનાનો બહુ સકુચિત ખ્યાલ આપણે લઇએ તો અત્યારે જે મોટા પ્રમાણમા જૈન સાહિત્ય પ્રગટ થાય છે તે પણ થઇ ન જ શકે શુ જૈન પુસ્તકના પાનાઓ પગતળે કચગના નહિ હોય ? શુ જૈન માસિકોના કાગળો પસ્તીમા વપરાતા નહિ હોય ? આમ છતા પણ પુસ્તક પ્રકાશન આદરણીય છે, કારણકે અત્યારના કાળમા તે વિના ધર્મ રક્ષણ અસભવિત છે જે અત્યારે જગત આગળ પોતાની વાત જુદા જુદા આકારમા વારવાર ધરશે તેની જ વાત સભળાશે આશાતનાની ઝીણવટમા ઉતરતા લાભાલાભની તુલના કરવી જોઇએ જ્યા ધર્મ સબધી લાભ વધારે હોય ત્યા આશાતનાનો ખ્યાલ ગૌણપદને પામે છે કેટલાકને કૃષ્ણ ગોપીના હાસ્યજનક અને બિભત્સ ચિત્રો જોઇને ભય રહે કે આપણા મહાપુરુષોની પણ ચિત્રકારોને હાથે આવી દશા કેમ ન થાય ! આ ભય સ્વાભાવિક છે છતા ખોટો છે જે પુરુષના જીવનમા જેવી વાતો ગુથાયલી હોય તેવી જ વાતો તેને લગતા ચિત્રોમા પ્રગટ થાય, મહાવીર અને અન્ય જૈન મહા પુરુષોના જીવન ચરિત્રો સસારીઓને બોધક માર્ગે લઈ જનારા અને ધર્મપથ પર ચઢાવનારા જ છે એ નિશ્ચિત છે અને તેથી જ ઉપર્યુક્ત ભય અસ્થાને છે ઉલટુ જો જૈન કથાઓ ચિત્રોથી રગાય અને જૈનતીર્થંકરોની છબીઓ પ્રવીણ ચિત્રકારોના હાથે ચિતરાય તો ચિત્રકળાનો ઉદ્ધાર થાય અને ચિત્રકારોના સ્વચ્છન્દી વિહાર ઉપર આડકતરી રીતે અકુશ મૂકાય જે ધર્મ મૂર્તિપૂજા ઉપર આટલો બધો ભાર મૂકે

તેમને ચિત્રકળાનો આશ્રય તો લેવો જ જોઇએ ચિત્રકળાના અવલબન સિવાય મૂર્તિપૂજાનો આશય અપૂર્ણ રહે છે ઘણે ઠેકાણે મૂર્તિ કે મદિરની સગવડ ન હોય ત્યા મહાવીરની સુદર પ્રતિકૃતિથી ધ્યાનાદિને માટે કેટલી અનુકૂળતા થાય? મૂર્તિ કરતા છબીમા વધારે સગવડ એ છે કે મૂર્તિ તો મદિરમા જ વિરાજે છે, જ્યારે છબી ઘરે ઘરે પ્રાપ્ત થઇ શકે છે વળી જે વિવિધતા મૂર્તિમા લાવવી અશક્ય યા મુશ્કેલ છે તે સહેલાઇથી છબીમા ઉતારી શકાય છે આવા કારણોથી તીર્થંકરોની સુંદર છબીઓનો પ્રચાર થવાની ખાસ આવશ્યકતા છે મહાવીરની એક છબી કેટલાય કાળ પહેલા ચિતરાયલી જૈન દુનિયામા પ્રચલિત છે એ અજાણ નથી, પણ તે આભૂષણોથી ભરેલી મનુષ્ય આકૃતિની સામાન્ય રૂપરેખા મહાન તપસ્વી અને યોગી ભગવાન મહાવીરનુ ભાન શી રીતે કરાવી શકે? માત્ર પદ્માસન કે ઇન્દ્ર ઇન્દ્રાણી સાથેના ચિત્રામણ મહાવીરની પ્રતીતિ કરાવી ન જ શકે મહાવીરની છબીમા તો વૈરાગ્ય જોઇએ, તપ જોઇએ, અપ્રતિમ શાન્તિ અને સમતા જોઇએ, સર્વવ્યાપી જ્ઞાનની ઓજસ્વિતા જોઇએ, તેમની મુદ્રામાથી સર્વ ભૂત પ્રત્યે દયા ઝરવી જોઇએ, અનત સાથે એકતાનની મસ્તી હોવી જોઇએ આવી છબી ક્યા છે? છબી તો એવી જોઇએ કે જેનુ દર્શન થતા દૃષ્ટાના અતરમા ભક્તિ ઉદ્ભવે અને શરણ્યાચના સ્ફુરે નીકળે ધનિક જેનો સસ્કારી ચિત્રકારો પાસે આવી છબીઓ ચિતરાવે તો કેટલો ઉપકાર થાય?

જૈનોના ચિત્રકળા સબધીના દુર્લક્ષ્ય વિષે ફરિયાદ કરતા મારો કહેવાનો એવો આશય નથી કે જૈનો ચિત્રા મણ પાછળ બીલકુલ પૈસા ખરચતા જ નથી આમ કહેવુ તે તો અસત્ય ગણાય, કારણ કે જૈન મદિરમા અન્ય મદિરોની માફક ચિત્રામણની કાઈ ઉણપ નથી જૈનોના ઘણા મદિરોમા ચૌદ રાજલોકનુ કાલ્પનિક આલેખન, છ લેશ્યાનુ રૂપક, બાહુબળનુ અભિમાનઆરોહણ, પ્રભુનુ સમવસરણ, પાર્શ્વનાથને કમઠનો ઉપદ્રવ, મધુબિન્દુલોલુપ મોહમુગ્ધ પ્રાણીનુ ચિત્ર, નેમનાથનો વિવાહ, ચૌદ સ્વપ્નો અને આવા અનેક આકર્ષક પ્રસગો ચિતરાયેલા જોવામા આવે છે પણ એ બધા ચિત્રો એટલા સાધારણ, કદરૂપા અને ઇતિહાસની અજ્ઞતા સૂચવતા દેખાય છે કે તે કરતા મદિરની ભીતો તદ્દન કોરી રાખવામા આવી હત તો વધારે સારી દેખાત એમ ઘણીવાર થઇ આવે છે જો આખોને મોહાવે એવા રંગોની મેળવણી કરવામા જ ચિત્રકળાનો સમાવેશ થતો હોય તો પછી કાઇ ફરિયાદ કરવા જેવુ રહેજ નહિ, પણ ચિત્રમા મોહક રગની મેળવણી કરતા બીજા ઘણા તત્વોની સભાળ લેવી જોઇએ જે ભાવ અમુક દૃશ્યદ્વારા પ્રેક્ષકના મનમા ઉઠાવવા માગતા હોઈએ તે ભાવ ચિત્ર જોતા જો ન ઉઠે તો તે ચિત્ર પાછળ થયેલો દ્રવ્ય વ્યય વ્યર્થ ગણાય સર્વ આકૃતિઓ સપ્રમાણ અને જે રસમા ઝુલતી કલ્પાયેલી હોય તે રસને સચોટ પ્રતિબિંબિત કરતી હોવી જોઇએ આસપાસના દેખાવો પણ તે જ ભાવના પોષક જોઇએ આ બધા ઉપરાત સૌથી વધારે સભાળ તો એ લેવાની છે કે ચિતરવા ધારેલ બનાવ જે કાળમા બન્યો

હોય તે કાળને અનુરૂપ તે ચિત્ર ઉપજવું જોઈએ જો કૃષ્ણના પગમા પપજ્ઞ કે ગળામા કોલર નેકટાઈ પહેરાવ વામા આવે, જો રાધાને પોલકા કે અત્યારની ઢબના વધા ભૂષણોથી નુસજ્જ કરવામા આવે તો તે ચિત્ર હાસ્યોત્પા દક જ બને આ બધા તત્વોની જૈન મદિરોને સુશોભિત કરતા ચિત્રોમા ઘણે અંશે ઉપેક્ષા થતી જોવામા આવે છે શ્રી શેત્રુંજય ઉપર પુંડરિક સ્વામીના મદિરમા ચાર બાજુએ જે ચિત્રો ચિતરવામા આવ્યા છે તે યાત્રાળુઓ બહુ ભાવથી અને રસથી જુએ છે, પણ મને તો તે ચિત્રો જોઈને બહુ દુ:ખ થયું છે જો એટલો જ દ્રવ્યવ્યય કોઈ જ્ઞાનમય સસ્કારી ચિત્રકારની નજર નીચે થયો હોત તો કેટલા મનોહર ચિત્રો ઉપજી શકત? ઉપરાન્ત ચિત્રોમા આંખને મુગ્ધ કરે તેવા રંગોની ખુબ પૂરવણી કરી છે, પણ નથી તેમા ધારેલા ભાવ ઉઠયા, નથી તેમા દિવ્ય પુરુષોની દિવ્યતા પ્રગટી, નથી તેમા ઈતિહાસનુ યાથાર્થ્ય સચવાયુ આંખમાથી આંસુના ટીપા ટપકતા દેખાડવા હોય અને મુખારવિંદ ઉપર સ્મિત ચમકતું હોય, સમય વીજળી અને રત્નની શોધ પહેલાનો હોય અને ચિત્રોમા વીજળીના દીવા અને પખા ઝગઝગતા હોય, પ્રાચીન નગરમાં શીવણકળા હતી કે નહિ તે જ્યા શકાસ્પદ હોય અને ઘણું ખરૂં છુટા કપડા પહેરવાનો પ્રચાર હોય અને ઉકત ચિત્રોમા અત્યારના પોશાકની ઢબથી હજારો વર્ષ પહેલાના પાત્રોને સૂચન કરવામા આવ્યા હોય આવી અવ્યવસ્થિતતા કેમ ચાલી શકે? મેરુ પર્વત ઉપર એક દેવકુમારના હાથમા ફીડલ જોઈને કોને હસવુ ન આવે? આ બધુ અન્ય જૈનમદિરોને પણ થોડે

વધુ અશે લાગુ પડે છે આ ઉપરથી જોઈ શકાશે કે જૈનો ઘણુ ખરૂ ચિત્રકળાને પોષણ આપતા નથી અને આપે છે ત્યા પણ માત્ર રસશૂન્યતા જ પ્રગટ કરે છે

ઉપર્યુક્ત વિચારોથી સહજ અનુમાન થશે કે જૈન મૂર્તિઓના ફોટોગ્રાફ પ્રસિદ્ધ કરવા સામેનો વિરોધ મનને જરા પણ સમત નથી જેવી રીતે રમ્ય સ્થળોમા ચિત્રો અને ફોટોગ્રાફો તે ત સ્થળોની રમ્યતાના સ્મારક હોઈને પોતપોતાના ઘરમા લોકો શણગારના સ્થાને મૂકે છે, જેવી રીતે સગા વહાલાની છબીઓને સ્નેહનુ સ્થાન અને માનવતા પુરુષોની છબીઓને માનનીય સ્થાન લોકો પોતાના ગૃહસુશોભનમા આપે છે, તેવીજ રીતે તીર્થંકરોની ચમત્કારી અને ભાવવાહી છબીઓને જૈનોના ગૃહમદિરમા ઉચિત સ્થાન શા માટે મળવુ ન જોઇએ ? પાચ હજાર આવી છબીઓમા પચાસ સો છબીઓ ઉચિત સ્થાનને ન પામે તેથી અન્ય છબીઓની રમ્યતા મહત્તા કે ઉપયોગિતાને જરા પણ હાની પહોચતી નથી પણ આટલા નજીવા કારણસર સુદર જૈન મૂર્તિઓની છબીઓને ઘરમા ટાગવાના અભિલાષદ્વારા પ્રગટ થતા ભક્તિના ઉદ્રેકને અધર્મ ગણી આઘાત લગાડવો તે બુદ્ધિથી બધ બેસતુ નથી શખેશ્વર પાર્શ્વનાથ કે અમીઝરા પાર્શ્વનાથની મૂર્તિ એટલી ભવ્ય, મનોહર, અદ્ભુત છે કે તેમના દર્શનથી જડમા પણ ચૈતન્ય પ્રગટે, અને નાસ્તિકમા પણ આસ્તિકતા સ્ફુરે આવી મૂર્તિઓના દર્શન વારવાર થવા સુલભ નથી જેનો આત્મા [illegible] આવી મૂર્તિઓના દર્શનથી આનદ

થતો હોય તેને તે મૂર્તિઓની છબીઓથી સદા વંચિત રાખવાનો આગ્રહ સુજ્ઞ જૈન તો ન જ કરી શકે

આ લેખદ્વારા ચિત્રકળા સબંધી કેટલાક વિચારો જૈન સમાજ સમક્ષ મૂકયા છે, તે ઉપરથી આશા છે કે સુજ્ઞ જૈન બધુઓ ઉક્ત વિચારોની યોગ્ય સમાલોચના કરશે, ધનિ- જૈન બધુઓ શિક્ષિત જનોની સલાહ અનુસાર ચિત્ર વિષયમા આવશ્યક પ્રવૃત્તિ આદરશે અને તે રીતે બન્ને મળીને ચિત્રકળાની સહાયથી ધર્મનો અને ધર્મની સહાયથી ચિત્રકળાનો ઉદ્યોત કરશે

## સ્તવન-ગાયન-વાદન

## (૩)

ગયા લેખમા જૈનોએ આલેખન કળા તરફ દર્શાવેલી ઉપેક્ષા સબધી કેટલીક હકીકત જણાવી આ લેખમા સગીત વિષે થોડુ ક નિવેદન કરવાનુ છે સગીત સિવાય ભક્તિરસ આવિર્ભાવ પામી શકે જ નહિ અને ભક્તિ વિનાનો ધર્મ જળ વિનાના સરોવર જેવો લાગે રાવણે તીર્થંકર પદ સગીતના આશ્રયવી જ બાધ્યુ નરસિહ મહેતાની મહત્તા તેના ભક્તિરસથી ભરેલા પદ્યોમા જ પ્રતિબિંબિત થઈ ઇશ્વર પ્રત્યે અતુલ ભક્તિ હમેશા સગીતમા જ પરિણામ પામે છે આત્માનુ પરમાત્મા સાથે અદ્વૈત સાધવાનુ સગીત પરમ સાધન છે આ સગીત બે પ્રકારનુ છે ગાયન અને વાદન ગાયન એટલે વિવિધ પ્રકારના પદો, કાવ્યો જાત

જાતના રાગ અને આલાપોવડે ગાવા તે વાદન એટલે અનેક પ્રકારના વાજીત્રો સગીતના નિયમાનુસાર વગાડવા તે આપણા જૈનો આ બન્ને વિષયમા બહુ જ પછાત છે એવા કોઇક જ જૈનના ઘરે માલુમ પડે છે કે જ્યા સગીતનો શોખ હોય અને જ્યા મધુર વાદ્યો રણકારા કરી રહ્યા હોય ગાવાનો શોખ પણ જૈનોમા જવલ્લે જ માલુમ પડે છે સ્ત્રીઓને સગીતની કળા તો ખાસ વરેલી ગણાય ત્યારે જૈન સ્ત્રીઓએ તો સગીતનો જીવનમાથી આમૂલ બહિષ્કાર જ કર્યો દેખાય છે

આ શોચનીય પરિસ્થિતિનો ખરો ખ્યાલ જૈન મદિરમાં આવે છે જૈન મદિરમા જાઓ તો ઘણી વખત ઘોઘાટ સ્ત્રી પુરુષોના કલબલાટ સિવાય બીજુ કાઇ નહિ સાભળો સ્થળ કે સમયની ગભીરતા જોયા સિવાય જેને જેમ ફાવે તેમ બરાડા પાડતુ ઘણીવાર જોવામા આવે છે જ્યા તદ્દન શાન્તિ જોઇએ ત્યા આટલો બધો ઘોઘાટ હોય, જ્યા મધુર સગીતથી આસપાસના વાતાવરણમા દિવ્યતા પ્રગટવી જોઇએ ત્યા જાણે કે શાકબજાર હોય તેવો કોલાહલ મચાવી મૂકવામા આવે, તેવા સ્થળના આત્મા આનદ કેમ પામે અને ભક્તિરસ ઉલ્લસાયમાન કેમ થાય ? જૈન બધુઓની સગીતબધીરતા એટલી બધી વધી ગઇ છે કે બાજુએ કોઇ સુંદર સ્તવન મીઠા સરોદથી ગાતુ હોય ત્યારે તેને શાન્તિથી સાભળવાનુ તો બાજુએ રહ્યુ પણ તે સારૂ ગાય છે તેટલાથી જ જાણે પોતાનુ અપમાન થતુ હોય તેમ બાજુએ રહેલ વધારે મોટા અને ઘોઘરા સ્વરથી

ગાણું શરૂ કરી દે છે અને જે વધારે મોટા સ્વરે અને વધારે બેસૂર વિનાનુ ગાય તેને જાણે કે વધેલુ મોક્ષફળ મળી જવાનું હોય તેવી હરીફાઈનો બહુ જ દેખાવ અને હાસ્યાસ્પદ દેખાવ કરે છે આવા સગીતસ્વચ્છન્દથી મદિર અને મૂર્તિપૂજાના હેતુરૂપ આ નાનો વિનાશ થાય છે અને સાહૃદય રસિક જન એવા મદિરમા વધારે ટકી શકતો નથી. આ બાબતમા જૈન બધુઓએ બહુ જ વિચાર કરવો ઘટે છે વસ્તુત જેને ગાતા ન આવડતું હોય તેણે શાન્તિથી પરમાત્માનુ ધ્યાન ધરવું જોઇએ મદિર તે આપણું પોતાનુ ઘર નથી કે જ્યા આપણે ગમે તેનો ઘોઘાટ કરી ચાલીએ સારા સ્તવનો મદિરમા ઉચ્ચારવાનું મન થતું હોય તો આપણે ગાતા શિખવું જોઇએ મદિર તે સામાજિક સસ્થા છે મદિરમા આવનારની ફરજ છે કે મદિરની શાન્તિ અને દિવ્યતાનો જરા પણ ભગ થવા ન દેવો જેવી રીતે પુરુષો પ્રભુસ્તવનના નામે ધમાલ મચાવી મૂકે છે તેવીજ રીતે સ્ત્રીઓ પણ એવો જ બેસુરો ગાયનકોલાહલ મદિરોમાં પ્રવર્તાવી દે છે આમા સત્વર સુધારો થવાની આવશ્યકતા છે

સ્તવનોના સબધમા બીજુ પણ કેટલુક કહી શકાય તેમ છે સ્તવન ગાવામા કાળમર્યાદા તો કોઈ સમજતું જ નથી અમુક રાગ અમુક સમયે ગવાય તો જ યોગ્ય લાગે, આવા સગીતશાસ્ત્રના નિયમની સૌ કોઈ અજ્ઞતા દેખાય છે ઘણી વખત જૈનમદિરમા ભૈરવી બપોરના સાભળવામા આવે છે, પ્રભાતીયું સાજના સાભળવું પડે છે, અને માઢ, માલકોષ, સોરઠ આદિનો પ્રાત કાળમા લાભ થાય છે જ્યા

સંગીત વિષયની અસાધારણ અજ્ઞતા છે ત્યા ન્હાની બાબ તની તો શી ફરિયાદ કરવી ?

સામાન્ય સ્તવનના રાગોમા પણ એવો ભેદ જોવામા આવે છે કે કેટલાક રાગો પુરુષોના મોઢામા જ શોભે છે જ્યારે કેટલાક રાગો સ્ત્રીઓના મોઢામા જ મીઠા લાગે છે અહી એ કહેવાનો આશય નથી કે અમુક રાગો સ્ત્રીને જ ગાવાનો અધિકાર છે અને તે પુરુષથી ન જ ગાઈ શકાય આ સર્વતંત્ર સુગમમા આવો પ્રતિબંધ તો કેમ હોઇ શકે ? પણ એટલુજ કહેવા યોગ્ય છે કે જે રાગ જ્યા શોભે ત્યા ગવાય તો મીઠો લાગે, બીજે ગવાય તો શ્રવણેન્દ્રિયને તપતુ પુણ્ય પ્રાપ્ત થાય દાખલા તરીકે "હારે મારે ઠામ ધર્મના, સાડા પચવીશ દેશ જો," અથવા તો "જિનજી ત્રેવીશમો જિન પાસ, આશાપુજ પુરવે રે લોલ" આવા રાગો સ્ત્રીઓના ગાયનમા વધારે મીઠા લાગે, સીતાજીના મહીનાનો રાગ "સોના સમો રે સૂરજ ઉગિયો" એ રાગ, "ઓધવજી સદેશો કહેજો શામને" એ રાગ અથવા તો "પાવાગઢથી ઉતર્યા મહાકાળી રે" એ રાગ અથવા આવા બીજા રાગો સ્ત્રીઓ ગાય ત્યારે જુદી જ મીઠાશ આવે અને પુરુષો ગાય ત્યારે તેમા સ્ત્રીત્વની ભ્રાન્તિ થાય અત્ર કહેવાનો ઉદ્દેશ એટલો જ કે આ બાબતમા વિવેક સમજાય તો સારૂ પુરુષોચિત રાગપરિબદ્ધ સ્તવનો ક્યા ઓછા અને ભાવન્યૂન છે કે સ્ત્રીયોચિત રાગનો આશ્રય લેવો પડે ? મંદિરમા કોઈ પુરુષને સ્ત્રી જેવા હાવભાવથી સ્ત્રીયોગ્ય રાગ ગાતો જોતા પુરુષચિત્તને સહેજે ગ્લાનિ થાય છે

ન્તવનો સબધી ત્રીજી વાત એ જણાવવાની કે અપ્રાસગિક સ્તવનોનો બહુ જ પ્રચાર થઈ પડયો છે હમેશા મદિરમા સ્વતન કરતા ધ્યાનમા રાખવુ જોઇએ કે આપણે આપણા ઇષ્ટદેવની સમક્ષ બેઠા છીએ તે આદર્શ પુરુષ છે, આપણે પામર પુરુષ છીએ, આપણને તેમના દર્શનનો લાભ વચો તે માટે તેમના ગુણોનુ ગાન કરવાનુ છે આ લક્ષ્યનો સ્તવનાની પસદગીમા વારવાર ભગ થતો જોવામા આવે છે અને જ્યા જે જોઇએ ત્યા તે ન હોય અને અન્ય હોય, ત્યા ઠળાનો પણ ભગ જ ગણાય, તે ન્યાયે આ વૈચિત્ર્યને કળાભગની કોટિમા જ મુકી શકાય એક સ્ત્રીએ પોતાના પતિને કહેવાનુ પદ હોય (દાખલા તરીકે “ચાલોને પ્રીત નજી પ્યારા શત્રુજય જઇએ”) તે હાવભાવથી ભકતજન પ્રભુસમક્ષ બોલે કે જ્યા તેનો કોઈ પણ રીતે અર્થ ઘટી શકે જ નહિ ત્યારે હસવુ કેમ ન આવે ? જુદા જુદા તીર્થોને લગતા સ્તવનો અથવા તિથિના મહાત્મ્યને લગતા સ્તવનો સામાન્ય મદિરમા પ્રભુ સમક્ષ ઉચ્ચારાય ત્યારે પણ એવી જ હાસ્યજનક સ્થિતિ ઉભી થાય છે “વિમલાચલ નિતુ વદીએ, કીજે એહની સેવા” અથવા તો “હાર મારા ઠામ ધરમના સાડા પચવીશ દેશ જો” એ સ્તવનો મૂળરૂપે ગમે તેવા સુદર હોય છતા પ્રભુસમક્ષ બોલવાનો અર્થ શું ? કેટલાક સ્તવનો માત્ર સ્તુત્યાત્મક હોય છે અને કેટલાક માત્ર આત્મલક્ષી હોય છે જિનમદિરમાં સ્તુત્યાત્મક સ્તવનને જ અવકાશ છે જો કે પ્રભુની શ્રેષ્ટતા વર્ણવતા સ્તવનોમા આત્માની પામરતાનુ સૂચન આવે તો તે વિષે બાધ કાઢી શકાય નહિ પણ માત્ર આત્મલક્ષી સ્તવનો તો

પ્રતિક્રમણમા જ યોગ્ય લાગે "પચમી તપ તુમે કરો રે પ્રાણી" આ સ્તવન પ્રભુસમક્ષ બોલાય તેમા બે વાધા છે એક તો તિથિના માહાત્મ્ય વર્ણનનો પ્રભુગુણગાન સાથે સબધ નથી બીજુ તો પચમી તપ કોણ કરે? પોતે કે પ્રભુ? જો પોતાને જ કરવો હોય તો પ્રભુ સામે લાબા હાથ કરીને બોલ્યાનો અર્થ શો? આવા અર્થહીન આચરણથી અન્ય જનો કેમ ન હસે? આવા એક નહિ પણ અનેક સ્તવનો બોલાય છે કે જેની અદર ઔચિત્યનો સ્પષ્ટ ભગ દેખાય છે અતિશય આત્મનિદાત્મક સ્તવનોનો પ્રચાર પણ ઘટવો જોઇએ જે પ્રતિક્રમણમા શોભે તે જિન મદિરમા ન શોભે ભગવાનના દર્શન થાય ત્યા આનદ ઉલ્લસવો જોઇએ પોતાના રોદણા રોવાને બીજા ઘણા અવસરો છે જિનમદિરનુ વાતાવરણ એવુ હોવુ જોઇએ કે જ્યા પાપ દુખ, નિરાશા, ગ્લાનિ, નિર્વેદ-સર્વનો લય થઇ જવો જોઇએ અને પુણ્ય, સુખ, આશા, ઉત્સાહ અને ઉલ્લાસને વ્યાપકતા મળવી જોઇએ આવુ વાતાવરણ ઉભુ કરવુ તે ભક્તજનના હાથમા છે પ્રભુમદિર માનુષિક સૃષ્ટિમા સ્વર્ગની વાનકી છે આ સ્વર્ગીય સ્થાનને આંસુથી કલુષિત કરવા કરતા ઉલ્લાસજન્ય ગાન કીર્તનથી પલ્લવિત કરવુ વધારે યોગ્ય છે

પ્રચલિત સ્તવનોનો મોટો ભાગ બહુ સાધારણ રાગોમા રચાયેલો જોવામા આવે છે ઉચ્ચ કવિત્વ કે મનોહર સગીત આ સ્તવનોમા અનુભવાતુ નથી રાગની વિવિધતા આ સ્તવનોની એટલી બધી દૃષ્ટિગોચર થતી નથી જૈનોમા

કાન્યમ ઠાર ઘણો જ મોટો છે, તેમાથી સાગ ઉત્તાદી લય વાળા સ્તવનો ચુટી કાઢી સમાજમા પ્રચલિત કરવા જોઈએ તેમજ તેવા નવા સ્તવનો રચાવા જોઇએ

આપણા ધાર્મિક જીવનનુ બીજુ અગ લય પામતું જાય છે જૈન કુટુબોમા રાસ વાચવાનો રીવાજ ધીમે ધીમે નાબુદ થતો જાય છે જો કે ઓળીના દિવસોમા કોઇ કોઇ ઠેકાણે શ્રીપાળ રાજાનો રાસ વચાય છે, પણ સામાન્યત આ વિષયનો શોખ ઘટતો જાય છે વયોવૃદ્ધ પુરુષ રાત્રિના વખતે રાગ કાઢીને રાસ વાચતા હોય, આસપાસ બેઠેલા બાળકો વાર્તાનો આનદ ઝીલતા હોય, પાસે બેઠેલી પરિપકવ વયની સ્ત્રીઓ હોકારો દેતી હોય, અને બાજુએ બેઠેલી યુવાન સ્ત્રીઓ ઝોકા પણ ખાતી હોય, અને વચમા વચમા વ્યવહાર કે તત્વનો ગુચવણભર્યો પ્રશ્ન આવે તો પુરુષવર્ગ તે બાબતની લાબી ચર્ચામા ઉતરી જતો હોય-આવા ગૃહજીવનના સુદર દ્રશ્યો નાશ પામતા જાય છે એ ખેદકારક છે જૈન સાહિત્યમા રાસનો મોટો ભડાર છે ઉપર્યુક્ત રૂઢિથી સામાન્ય રાગોનુ સહજ જ્ઞાન થાય છે, પ્રચલિત કથાઓનો સહેજે બોધ થાય છે અને નૈતિક અને ધાર્મિક શિક્ષણ અનાયાસે સૌ કોઇને પ્રાપ્ત થાય છે

સ્ત્રીઓમા ગહુલી ગાવાનો રીવાજ પણ ઘટતો જાય છે, તેમજ મનોહર અર્થવાળી તથા સુદર શબ્દરચનાવાળી ગહુંલીઓ જોવામા પણ ઓછી આવે છે વસત આવે અને કોયલ ન બોલે તો વસત સુનકાર લાગે તેમ ધાર્મિક ઉત્સવો આવે અને સ્ત્રીસમુદાય તે ઉત્સવોનુ સુદર ગાયનથી

અભિનંદન કરી ન શકે તો ઉત્સવો નિરસ બની જાય, માટે સારી ગહુંલીઓ એકઠી કરવાનો, મોઢે કરવાનો, તથા સાથે મળીને ગાવાનો વ્યવહાર સવિશેષ ઉત્તેજનને યોગ્ય છે

સંગીત ગાયનપ્રકાર વિષે આટલુ જ હવે વાદન પ્રકાર તપાસીએ, આપણા મંદિરોમા હવે હાર્મોનિયમે ઘર ઘાલ્યું છે હાર્મોનિયમ સાધારણ રીતે મીઠું અને સહેલાઈથી શિખી શકાય તેવુ વાજીત્ર છે, તેથી તેનો તદ્દન બહિષ્કાર કરવાનુ તો બની શકે નહિ, પણ હાર્મોનિયમ જે વાજીત્રોને પદભ્રષ્ટ કરીને આપણા મંદિરમા આટલુ અગત્યનુ સ્થાન લેતું જાય છે તે જ માત્ર ગ્લાનિપ્રદ છે સારંગી, દિલરૂબા, તાઉસ કે સતારના મીઠા મંદ મંદ રણકાર આગળ હાર્મોનિયમનો અવાજ ઘોંઘાટ જેવો લાગે છે સારંગી વિગેરે આપણા પૂર્વકાળના વાજિત્રમાથી જે ઉચ્ચુ સંગીત ઉદ્ભવી શકે છે તેનો અંશ પણ પાશ્ચિમાત્ય હારમોનિયમમા અનુભવાતો નથી, હારમોનિયમ એકાદ કલાક સાભળતા કંટાળો આવશે અને માથુ દુખવા આવશે, તાતના નાદોમા આવુ કંઈ નહિ બને સતારનો ઝણઝણાટ મંદિરના ઘુમટમા જ્યારે આંદોલિત બને છે, અથવા તો સારંગીની મીઠી તરંગમાળા મંદિરના ભવ્ય રંગમંડપમા વહેવા માંડે છે ત્યારે જે દિવ્ય આનંદ પ્રગટે છે તેના સરખામણીમા હારમોનિયમ કયા ઉભુ રહી શકે?

આવીજ સ્થિતિ શરણાઇ નોબતની બાબતમા થઇ છે શરણાઈ નોબત અદૃશ્ય થતા જાય છે, અંગ્રેજી બેન્ડ વગાડવાનો પ્રચાર વધતો જાય છે આપણા કાઠિયાવાડ કે

ગુજરાતમા પણ શરણાઇ વગાડનાર એવા સાધારણ થઇ ગયા છે કે ખાઇપમાથી કુક મારી કઠોર સુર કાઢવા સિવાય સગીત કે રાગનુ તેમને કશું ભાન હોતુ નથી અને તેથી તે કઠોરતાથી કટાળેલા જૈન બધુઓ તેટલા જ કઠોર પણ નવીન હોવાથી વધારે વ્યામોહ જનક બેન્ડ–પડઘમને વધારે પસદ કરે તે સ્વભાવિક છે પણ ખરી રીતે બેન્ડને ઉતેજન આપવાને બદલે શરણાઈ નોબતને સુધારવાનો પ્રયાસ વધારે આદરવા યોગ્ય છે શરણાઇની મીઠાશ અનુભવવી હોય તો મહારાષ્ટ્રમા જવુ મુંબાઇમા પણ ગીરગામના લતામા ફરતા ઘણી વખત શરણાઇમા એવા મીઠા આલાપો અને મધુર રાગો સાભળવા મળે છે કે ચાલતા બે ઘડી ચરણો સ્થિર થઇ જાય વડોદરાના શરણાઇવાળા વખણાય છે સુરતના એક કુના ધાર્મિક ઉત્સવો પ્રસગે વડોદરાના શરણાઇ નોબત વાળાને બોલાવવામા આવતા હોય તો વધારે સારૂ કોઈએ પાત કાળે શત્રુજયની તળાટીમા વાગતી શરણાઈ નોબત સાભળી છે અને તેની અનુપમ મીઠાશ તરફ કોઇનુ ધ્યાન ખેચાયુ છે? મલ્લીનાથજી (ભોયણી) મા પણ શરણાઇ નોબત સાભળવાની એવી જ મજા આવે છે ધર્મશાળામા રાતના સુતા હોઇએ અને પ્રાત કાળમા શરણાઇમા વાગતી ભૈરવી આપણને જાગૃત કરે ત્યારે તે સુખુ અને ઉન્નુ બને કવા મધુર લાગે છે? સરણાઇ નોબત આપણુ મગળ વાજિત્ર છે, કાળ પરિમાણુ નિવેદન કરવાનુ કામ પણ આ વાજિત્રને માથે હતુ બેન્ડમા ખર્ચ ઘણો, સગીત કે રાગનો ધડો નહિ, ઘણું ખરૂ અગ્રેજી ગત અથવા તો નાટકના રાગો વગાડે–તેમા પણ હોય આનદનો પ્રસગ અને વગાડે

કોઈ નાટકનુ કરુણાપૂર્ણ ગાયન, હોય શાન્તિનો અવસર અને મચાવી મુકે "ક્વીક માર્ચ" ની ધુન આવા બેહૂદા વાજિત્ર કરતા તો કાંઈ વાજિત્ર ન વાગે તો વધારે ઇચ્છના યોગ્ય છે

ગાયન વાદન કળાનો વિચાર કરતા સહેજે નૃત્યકળા ઉપર લક્ષ્ય જાય છે. પ્રાચીન કાળમા નૃત્યકળા સારી રીતે પ્રચલિત હતી સ્ત્રીઓને આ કળામા અભ્યાસ કરાવવામા આવતો, પુરુષો પણ નૃત્ય કરતા આજકાલ પાશ્ચિમાત્ય દેશોમા નૃત્યકળાનો એટલોજ આદર કરવામા આવે છે આપણા દેશમાથી આ કળા એકદમ નાશ પામતી જાય છે અત્યારે માત્ર નાયિકાના ઘરમા જ તેનો વાસ જણાય છે નૃત્યકળાથી આપણે એટલા બધા દૂર ગયા છીએ કે નૃત્ય કરવાનો ખ્યાલ આપણને બીનકુદરતી લાગે છે. ખરી રીતે નૃત્ય તો આત્માનો આનદાવિર્ભાવ છે જ્યારે માણસને બહુ જ આનદ થાય છે ત્યારે સહેજ નાચવા મડી જાય છે, જ્યારે બાળકને બહુ કલ્લોલ થાય ત્યારે એકદમ કુદવા મડે છે પશુઓમા આવુ જ જોવામા આવે છે લાબા વખતના અનભ્યાસથી નૃત્યકળા પ્રત્યે આપણા લોકોને એવો અણગમો ઉત્પન્ન થયો છે કે હુ તેમને નાચવાનુ શિખવા કહુ તો હુ જ તેમના ઉપહાસને પાત્ર બનુ, પણ નાના બાળકો તેમજ બાળિકાઓને તો આ વિષયમા કેળવણી આપવાની ખાસ જરૂર હુ સમજુ છુ કેટલેક ઠેકાણે એવી બાળમડળીઓ જોવામા આવે છે કે જ્યા ગરીબ પૈસાદાર–ઉભય વર્ગના બાળકો એકઠા મળે છે, ગાતા, નાચતા તથા કાડીયારાસ લેતા શિખે છે અને

જિનમંદિરમાં પૂર્ણ ઉમાહ અને ઉલ્લાસથી પોતાના કળા કૌશલ્ય પ્રદર્શિત કરે છે પણ આવી મંડળીઓ બહુ જ ઓછી થતી જાય છે છેવધવાની જરૂર છે, વડિલોએ સહાય કરી આવી મંડળીઓ ઉભી કરવી જોઇએ દાંડીયારાસમાં ઉંચી કમ્મત પણ સમાયલી છે મોટી ઉમ્મરના પુરુષો પણ ડાંડીયારાસ લઈ શકે, સ્ત્રીઓ પણ રાસ ગુંથી શકે ઉભય ક્રિયાનો મંદિરોમાં પ્રચાર થાય તો ભક્તિરસ કેટલો પુષ્ટ થાય અને સમાજ સંગીતનો કેવો વિકાસ થાય?

## કવિતા સાહિત્ય પૂજા પ્રતિક્રમણ નાટક

(૪)

આજ કાવ્યનાટક સબંધી વિચાર કરીએ પ્રથમ એ જણાવવાની જરૂર છે કે કાવ્ય એ વિવિધ કળાઓમાંની એક કળા છે અન્તરાત્મામાં જે સુન્દર વિચાર કે કલ્પના ઉઠે તેને સ્થૂલ સાધનોની સહાયવડે અન્ય જનોનું ચિત્ત રંજન થાય તેવી સુન્દર રીતે વ્યક્ત કરવાની શક્તિ ને કળા કહેવાય રંગોની સહાયવડે કલ્પના આળેખવામાં આવે તો તે ચિત્રકળા કહેવાય, વાદ્યોની સહાયવડે અને જુદા જુદા સુરની મિલાવટથી અંદરના કલ્પનાડોલનને સ્વરવડે વ્યક્ત કરવામાં આવે તો તે સંગીતકળા કહેવાય, તેવી જ રીતે મનના સુન્દર ભાવોને તથા વિચારોને સુંદર શબ્દરચના અને મનોહર અર્થઘટના દ્વારા અન્ય નમક્ષ મૂકવામાં આવે ત્યારે તે કાવ્યકળા કહેવાય તે કળામાં કુશળ માણસો કવિ કહેવાય કવિની લોકજીવન ઉપર હંમેશાં બળવાન

સત્તા હોય છે તે ધારે તો લોકજીવનનો ઉદ્ધાર કરી શકે; ધારે તો લોકજીવનનો અધઃપાત પણ કરી શકે

જગતના ઉંચામાં ઉંચા વિચારો હમેશા કવિતાદ્વારા દર્શન દે છે ધર્મને તો કાવ્ય વિના ક્ષણ પણ ન ચાલે પ્રાર્થના, પૂજા, ભજન, સ્તવન આદિ સર્વ કાંઈ કવિતામાં જ હોય છે ધાર્મિક વાર્તાનું સાહિત્ય લોકગણ સમક્ષ કાવ્ય દ્વારાજ મૂકવામાં આવે છે મહાભારત અને રામાયણ મોટા કાવ્યો છે તત્ત્વજ્ઞાનનું નિરૂપણ પણ ઘણી વખત કવિતાની સહાયથી કરવામાં આવે છે ભગવદ્ગીતા કે જ્ઞાનસાર આવા જ ગ્રંથો છે જૈન ધર્મના સાહિત્યનો મોટો ભાગ કાવ્યગ્રથિત જ છે સ્તવન, સ્તુતિ, સજ્ઝાય અને છંદોનો સંગ્રહ પાર વિનાનો છે જૈન રાસની સંખ્યા તો હજુ નિર્ણિત નથી થઈ સંસ્કૃત તેમજ માગધી ભાષામાં પણ જૈનોનું કાવ્ય સાહિત્ય કાંઈ ઓછું નથી ભક્તામર કે કલ્યાણમંદિર જેવા નાના કાવ્યો, ત્રિશષ્ટિ શલાકા પુરુષ ચરિત્ર કે પઉમ ચરિયમ્ જેવા મોટા કાવ્યો અનેક છે વૈરાગ્યવાસિત શાન્ત રસ વ્યાપ્ત પદો સ્થળે સ્થળે દૃષ્ટિગોચર થાય છે—આનંદઘનજી ને ચિદાનંદજીના પદો કેટલા રમણીય અને અર્થગંભીર છે? ગાનાર ગાયા કરે અને વિચારક વિચાર્યા કરે તોય પાર ન આવે

આમ છતાં અત્યારે કાવ્યવિષયમાં જૈનો તરફથી જે નવું સાહિત્ય પ્રગટ થતું જાય છે તે તદ્દન ઉતરતી પંક્તિનું દેખાય છે જેમ વર્ષાથી સૃષ્ટિ ખીલે છે અને નવપલ્લવિત થાય છે તેમ ધાર્મિક કવિથી ધર્મજીવન વિકસે છે અને

વધે છે પણ અત્યારે આખી જૈન સમાજમા એક પણ જૈનકવિ દેખાતો નથી કે જે કાવ્યરસિક ધર્મપરાયણ જૈનોની કાવ્યપિપાસા તૃપ્ત કરી શકે અને ઉન્નત ધર્મની આરોહણ શ્રેણિએ લઇ જઇ શકે કેટલાક સાધુઓ તેમજ શ્રાવકો કાવ્યો રચવાનો કે પૂજા બનાવવાનો પ્રયાસ કરે છે પણ હજુ સુધી ઉચી જાતના કાવ્યો દૃષ્ટિગોચર થતા નથી છેલ્લા છેલા આત્મારામજી મહારાજના કાવ્યોમા શબ્દ ચમત્કૃતિ, સગીતમાધુર્ય તેમજ કેટલેક ઠેકાણે અર્થગાભીર્ય અનુભવાય છે શ્રીમદ્ રાજચદ્રનુ "અપૂર્વ અવસર એવો કયારે આવશે એ પદ ઉચ્ચકોટિના કાવ્યમા મૂકી શકાય પણ ત્યાર પછી એવા સુન્દર પદ્ય, સ્તવન વા પૂજાનો જન્મ થયો દેખાતો નથી, પૂજાનુ જૈનોમા અઢળક સાહિત્ય છે, અને તેમા કેટલુક બહુજ ઉત્તમ પ્રકારનુ છે વીરવિજયજી જેવા રસવિલાસી સાધુઓ હાલ કેમ દેખાતા નથી ?

સારો કવિ ઉપજવો ન ઉપજવો તે કુદરતને આધીન છે તેથી તે બાબત ખેદ કરવો તે નિરર્થક છે, પણ વર્તમાન જૈનોની કાવ્યવિષય તરફ અગાધાગ્ય ઉપેક્ષા અક્ષમ્ય લાગે છે તેમના નિત્ય જીવનમા ઉપયોગમા આવતા-ગવાતા પદો જોતાવિચારતા તેમની પસદગી કેટલી નિર્માલ્ય અને કાવ્યરસ વચિત છે તેનો સહેજે ખ્યાલ આવશે અષ્ટપ્રકારી પૂજાના દુહાઓ તદ્દન સાધારણ છે અને આથી પણ સાધારણ અને લગભગ અર્થ વિનાનુ કાવ્ય આરતિ અને મગળ દિવાનુ છે "જય જય આરતિ આદિ જિણદા, નાભિરાયા મારૂદેવીકા નદા" અથવા તો "દિવો રે દિવો

મગળ દિવો, આરતિ ઉતારો બહુ ચિરજીવો' આ તે કાઇ કાવ્ય કહેવાય કે નાના છોકરાની 'સારી ચોપડીઓ શોભાય, હૈયુ દેખી તે હરખાય" જેવી કવિતા કહેવાય ? અમુક રાગના માળખામા શબ્દો જડી દેવાને કવિતા કહેવાતી હોય તો આવુ ચલાવી લેવાય, કવિતામા રાગના લય પ્રમાણે શબ્દોની ગોઠવણને તો બહુ ગૌણ સ્થાન છે આરતિના કાવ્યમા પરમાત્માની સ્તુતિ હોવી જોઇએ તેને બદલે આરતિની સ્તુતિ અને આરતીના ફળનુ વર્ણન આવે જૈન ધર્મ ક્ષત્રીયો પાસેથી વૈશ્યોના હાથમા ગયો ત્યાર પછી ફળ અને લાભાલાભની ગણતરી વધી ગઇ તે એટલે સુધી કે નવકારના પહેલા પાચ પદ કરતા પછીના ચાર પદ વૈશ્યો વધારે ભાર મૂકીને ગાય અથવા સભળાવે આરતિ જેવી પ્રાચીન કાળની પવિત્ર ધર્મક્રિયામા ગાવા માટે પણ એક સુન્દર કાવ્ય ઉપજાવી ન શકીએ તો પછી આપણી મતિ કાવ્ય વિષયમા કેટલી બધી કુઠિત થઇ ગઇ ગણાય ?

જેવી રીતે આરતી સબધી કહ્યુ તેજ ટીકા સ્તવનોને લાગુ પડે છે આપણી ચોવીશીઓ ઘણી વખત વાચી વિચારી—કેટલાક બીજા સ્તવનો પણ જોયા, પણ તેમાથી અપવાદરૂપે કેટલાક બાદ કરતા ઘણાખરા કવિત્વના દૃષ્ટિબિન્દુએ બહુજ પામર લાગે છે આમા પણ અર્થ કે સ્તવનનો વિષય વિચાર્યા વિના જ્યારે જૈનગધુઓને આ પ્રાસગિક ર [illegible]ટની માફક પઢતા જોઉ છુ ત્યા મનમા ખ [illegible] થઇ આવે છે અને વિચાર [illegible] કે અનત [illegible] વીર ભગવાનના

આટલી બધી જડતા કેમ ? સ્તવન સ્તુતિઓ કે પ્રાર્થનાઓ એવી હોવી જોઇએ કે જેમા સ્થુલ બાળતોના ઉ લેખને તદ્દન ગૌણુ સ્થાન મળવુ જોઇએ, ભાષા કે વિચારની ગ્રામ્યતા અદ્દશ્ય થવી જોઇએ, કાચનમા હીરા જડાય તેમ સુન્દર શબ્દોમા મનોહર અર્થની ઘટના થવી જોઇએ, કાવ્યનુ અખડ ઝરણુ વહેવુ જોઇએ અને પદે પદે શાન્ત રસનુ તેમજ અનુપમ ભકિતનુ દર્શન થવુ જોઇએ

એક કવિ ભગવાન પાસે મોક્ષ માગે છે તે શી રીતે ? "આપી દો, આપી દો, ઝટપટ ઝટપટ" આ તે કાવ્ય કહેવાય કે ભગવાનની મશ્કરી ? અનુકરણશીલ વૃત્તિ તો જૈનોને જ વરી જણાય છે નરસિંહ મહેતાના નાટકમા એક કવિએ કાવ્ય બનાવ્યું કે—

"વ્હાલા વેગે આવો રે, દયા દીલે લાવો ને,
ભીડ મારી ભાગવા હોજી "
નહિ આવો તો જાશે સેવકની લાજ વ્હાલા૦

ત્યારે અન્ય જૈન કવિએ તે ઉપરથી નીચે પ્રમાણે કાવ્ય બનાવી દીધુ

"ત્રીશલાના જાયા રે, મહાવીર સ્વામી આવજો ને,
નહિ આવો તો, થાશે સેવકના બેહાલ" ત્રીશલાના૦

આવા કવિતાશૂન્ય અનુકરણપૂર્ણ ગાયનો બનાવવામા આવે અને રાગોને માટે "સાહેબા મલુણા નાની નણદલના વીરા' અને "દાણા વીણવા ગઈતી ત્યારે વીંછીડે ફટકાવી" એવા નાટકી ક્ષુદ્ર રાગોનો આશ્રય લેવામા આવે તે જોઇ કોણુ કાવ્યરસિક જૈન ખેદ ન પામે ?

જૈનોના ધાર્મિક જીવનમા જેટલું સ્થાન પૂજા ભોગવે છે, તેટલુ જ અગત્યનુ સ્થાન પ્રતિક્રમણ ભોગવે છે મૂર્તિ પૂજક યા અમૂર્તિપૂજકને પણ પ્રતિક્રમણ સ્વીકાર્ય અને આદરણીય છે વસ્તુત આત્મીય જીવનની નિયમિત પર્યાલોચના કરવી, ભૂલોને માટે પશ્ચાતાપ કરતા રહેવુ અને આગળ વધવા—આત્મ પ્રગતિ સાધવા—માટે આવશ્યક આત્મબળ પ્રાપ્ત કરતા રહેવું—આ જૈન ધર્મનુ ખરૂ રહસ્ય છે આવી ઉન્નત આશયોથી ભરેલી પ્રતિક્રમણ ક્રિયા પણ રસહીન અને કેટલેક ઠેકાણે પુનરાવૃત્તિની પરંપરા જેવી દેખાય છે, તેમા મોટો ફેરફાર કરવાની જરૂર છે ઉકત દોષને લીધે શિક્ષિત જૈનોને પ્રતિક્રમણ પ્રત્યે અરૂચી વધતી જાય છે જે કળાવિહીનતા જૈનોના ધાર્મિક જીવનના અન્ય અંગોમા જોવામા આવે છે તેજ કળા વિહીનતા પ્રતિક્રમણની ઘટનામા જોવામા આવે છે પ્રતિક્રમણમા કેટલીક સાધારણ લાગતી અથવા પુનરાવૃત્તિ જેવી જણાતી બાબતો કાઢી નાખી પ્રચલિત ભાષામા રચાયેલા ઈશ્વર સ્તુતિના તેમજ આત્મ ચિન્તવનને લગતા સુન્દર પદ્યોને સ્થાન આપવામા આવે તો સહેજે પ્રતિક્રમણ ઉપર લોકોને પક્ષપાત વધે, તેનુ રહસ્ય બરાબર સમજાતા પ્રતિક્રમણ વધારે ઉપયોગી થઇ શકે અને આત્માનુ અનુરંજન તેમજ ઉદ્ધાર—ઉભયને સહેલાઇથી સાધી શકાય અલબત્ત, એ સ્પષ્ટ છે કે એ કામ શાસ્ત્રવિશારદ આચાર્ય તેમજ સાધુઓનુ છે પ્રતિક્રમણ બહુ મહત્વની ક્રિયા હોઈને તેમા ફેરફાર કરવા, અમુક સૂત્રો કાઢી નાંખવા, બીજા સૂત્રો દાખલ ... તો પ્રચલિત ભાષામા નવા

બનાવવા વગેર બાબતો સાધુમુનીરાજના પ્રદેશની અને તેઓ કરે તોજ સર્વમાન્ય બની શકે આમ હોવાથી સદ્ધર્મ રક્ષક સાધુજનોને મારૂ સવિનય વિજ્ઞાપન છે કે નીરસ બનતી જતી અને તેથીજ જૈનોના જીવનમાથી લુપ્ત બનતી જતી પ્રતીક્રમણ ક્રિયાનો ઉદ્ધાર કરવા-તેને રસવતી બનાવવા-સુદર, સરળ, સુગ્રાહ્ય કા યો. પદ્યો તેમજ સૂત્રોથી સુગ્રથીત કરવા સત્વર પ્રવૃત્ત બનવાની ખાસ જરૂર છે

નાટક કા યનુ એક અગ હોઇને જૈન કાવ્યોનો વીચાર કરના નાટક વીષય તરફ સહેજે દૃષ્ટી દોડે છે નાટકના બે ઉદ્દેશ છે-વર્તમાન સામાજિક જીવનનુ યથાર્થ પ્રતીબિંબ રજુ કરવું અને તેજ જીવનના ખોટા અંશો દૂર કરે અને સારા અંશોનુ આરોપણ કર એવા મહાન આદર્શો સમાજ સમક્ષ મુકવા નાટકમા સવ રસોને પૂરો અવકાશ હોવાથી લોકોને નાટકમા સૌથી વધારે રસ પડે છે, તેમજ ભજવાતા નાટકની લોકજીવન ઉપર અસર પણ એટલીજ બળવાન થાય છે કોઇ પણ દેશના નાટકો જુઓ એટલે એ દેશનુ સામાન્ય જીવન કેવુ છે અને તેની પાછળ શા ઉદ્દેશો રહેલા છે તેનો એકદમ ખ્યાલ આવી શકે છે નવી ભાવનાઓનો પ્રચાર કરવા માટે નાટક ઉતમોતમ સાધન છે લોકો ઉપર ધર્મની સતા મજબુત ટકાવી રાખવા ખાતર તેમજ અન્ય જનોમા ધર્મનો પરિચય તેમજ પ્રચાર વધારવા માટે ધાર્મિક નાટકો રચાતા તેમજ ભજવાતા અત્યારે પણ હિંદુધર્મના

અનેક નાટકો રગભૂમિ ઉપર ભજવાય છે જૈન ધર્મમા પણ નાટક સાહિત્ય રચાયલુ છે ધાર્મિક નાટકો ભજવવાનો પ્રાચીન કાળમા રીવાજ હોય એમ ધાર્મિક કથાઓ ઉપરથી માલુમ પડે છે અષાઢભૂતિને ભરતચક્રવર્તીનો પાઠ ભજવતા કેવળજ્ઞાન થયાનુ દૃષ્ટાન્ત બહુ આકર્ષક છે અત્યારે સ્થિતિ પલટાઇ ગઇ છે અત્યારે જૈન નાટકો ભાગ્યેજ રચાય છે અને તેવા નાટકો રગભુમિપર ભજવવા સામે તો જૈનોને બહુજ મોટો વીરોધ છે વર્તમાન નાટકોમા કૃષ્ણ ગોપીની શૃગારાત્મક ચેષ્ટાઓ જોઇને અને તે કારણથી કૃષ્ણ વગેરેને પ્રેક્ષકવર્ગના અતિ ઉપહાસપાત્ર બનેલ જોઇને રખેને આપણા ઇષ્ટદેવની આવી સ્થિતિ થાય એ ભયનુ આ પરીણામ છે, પણ આવી સ્થિતી આપણી બાબતમા ઉભી થવાનો જરાય સભવ નથી એનો જૈન બધુઓને ખ્યાલ નથી, કૃષ્ણ અને ગોપીઓના સબધની કિંવદન્તીએ જ એવી છે કે તદ્વિષયક નાટય પ્રયોગોમા શૃગાર આવ્યા વીના રહેજ નહિ ભગવાન મહાવીર કે ઋષભદેવના ચરિત્રમા એવી શી વાતો છે કે જેનુ નાટક થતા લોકો બોધ પામવાને બદલે ઉપહાસ કરે ?

કેટલાકના મનમા એમ થાય છે કે આ ચારિત્રશૂન્ય નાટકીઆઓ ભગવાન મહાવીર, નેમનાથ કે ગૌતમસ્વામીનો પાઠ લે અથવા તો સાધુવેશે રગભૂમિ ઉપર આવી ઉભા રહે તે કેવુ બેહુદ લાગે ? કેટલાક વળી તેમા જૈન ધર્મની આશાતના સમજે છે અલબત્ત, નાટકીઆઓ સુચરિત[illegible]ય ત્યા સુધી શુદ્ધ નાટકો ભજવી ન[illegible]

તેમજ નાટકમા આળેખાયલા ઉંચા આદર્શો લોક હૃદયમા બરોબર ઉતરી ન શકે, છતા પણ ઉપર જણાવેલા વિચારથી જૈન નાટકોનો સર્વથા બહિષ્કાર કરવો યુક્ત નથી નાટકો સમાજમા કેટલુ અગત્યનુ સ્થાન ભોગવે છે તે સમજવાની જરૂર છે જો પ્રભુ કે સાધુનો પાઠ ભજવવામા આશાતના હોત તો પ્રાચીન કાળમા પણ નાટક ભજવવા વિષે નિષેધજ કરવામા આવ્યો હોત, જૈન નાટકના અનભ્યાસને લીધે જૈન નાટકની કલ્પના વિચિત્ર લાગે છે, જૈન કાળ મહાસાગરમા ડુબતો જાય છે અને જૈનોની સખ્યા ઘટતી જાય છે તે પરિસ્થિતિમાથી બચવા માટે નાટક, એક ઉત્તમ સાધન તરીકે સહાય આપી શકશે અત્યારે જૈન ધર્મનો કોઇને ઉપદેશ આપશો તો નહિ સાભળે, પણ તેજ ઉપદેશના મૂળ પ્રભાવરૂપ મહાવીર આદિ તીર્થંકરોના ચરિત્રો રગભૂમિ ઉપર ભજવાતા હશે તો સૌ કોઇ બહુ ભાવ તથા પ્રીતિથી જોશે બુદ્ધ ચરિત્રનુ નાટક લોકો કેટલા રસથી જોતા? બુદ્ધ ચરિત્ર જોતા સ્ત્રી પુરૂષોને બુદ્ધના વિષે કેવુ માન ઉપજતુ? તથા બુદ્ધ ધર્મના રહસ્યને જાણવાની કેટલી જીજ્ઞાસા થતી? સીનેમેટોગ્રાફમા જીસસક્રાઇસ્ટનુ નાટક કેવુ સુન્દર રીતે ભજવાય છે અને અન્ય ધર્મીઓ પણ કેટલા ભાવથી ક્રાઇસ્ટનુ ચારિત્ર નિહાળે છે? મહાવીર સ્વામીના જીવનમા નાટકશાળામા ભજવાય એવા કયા ઓછા રસમય વિભાગો છે? કોઇ સાધુનો વેશ પહેરે કે કોઇ સાધ્વી થઇને સ્ટેજ ઉપર આવે તે બહુ ખોટુ તે ખ્યાલ માત્ર ભ્રાન્તિ પરિણામી છે જેને પુસ્તક વાચવા નથી ઉપદેશ સાભળવા નથી અને

ધર્મ અધર્મ વિચારવાની તસ્દી લેવી નથી તેને નાટક સિવાય ભગવાન્ મહાવીરનો સદેશ શી રીતે સભળાવશો ? તીર્થંકરોના ચરિત્ર ઉપરાત જૈનોના કથા સાહિત્યમા બીજો એટલો અખુટ ભડાર છે કે અનેક નાટકો રચી શકાય તેવી સુન્દર વસ્તુઓ જ્યા ત્યા મળી આવે, આ વસ્તુઓનો નાટકકારો લાભ લેતા નથી એમ નથી પણ જૈનોનો આ વિષયમા એટલો બધો વિરોધ જોઈને તે તે વસ્તુમા ફેરફાર કરીને નાટકમા ઉતારે છે મહાવીર હોય ત્યા કૃષ્ણ કે રામને મુકી દે, સાધુ હોય ત્યા સન્યાસીને ઉતારી દે અને શ્રાવક હોય ત્યા વૈષ્ણવ કે શિવોપાસકની સ્થાપના કરી દે આપણી જ વસ્તુઓનો આપણા કદાગ્રહને લીધે આવો વિપર્યાસ કરવામા આવે તેમા ડહાપણ કે લાભ શુ ? સુવિખ્યાર નાટકકાર ડાહ્યાભાઈ ધોળશાજીએ નાટકો રચવામા જૈન કથાઓનો કયા ઉપયોગ કીધો નથી ? વીણાવેલી શ્રીપાળ રાજાના રાસનુ જ રૂપાન્તર છે, છતા પણ આવી ઉત્તમ કથાઓ જૈન સાહિત્યમા ભરેલી છે, આવા ઉત્તમ ચરિત્રો જૈન મહાપુરૂષોના છે, આવા ઉપકારો આખા જગત્ ઉપર જૈન તીર્થંકરોનાજ છે આવુ લોકોને નાટકદ્વારા સીધે સીધુ ભાન થાય અને લોકોને જૈન ધર્મ અને જૈન મહાપુરૂષો પ્રત્યે રાગ વધે તો તેમા ખોટુ શુ ?

હમણા કુમારપાળનુ નાટક ભજવાયું તેમા પણ આવીજ ધમાલ થઈ હતી નાટકકાર બહુ સારી રીતે સમજતો હતો કે જૈન ભાઈઓમા આ બાબતમા

કોળાહળ થશે તેથી જેમ બને તેમ જૈન વિષે ઓછા ઉલ્લેખ આવે, સાધુઓ ઓછા દર્શન દે, હેમચંદ્રાચાર્ય પડદામાજ રહે તેવી નાટકકારે ખાસ સંભાળ લીધી હતી એક ઠેકાણે અણછુટકયે બે સાધુ લાવવા પડે છે તેમને સન્યાસીનો પોશાક પહેરાવે છે આમા આપણને શું લાભ થયો ? હેમચંદ્રાચાર્ય કુમારપાળના ઈતિહાસમા અમરસ્થાન ભોગવે છે અને તે કુમારપાળની આટલી મહત્તાનું મૂળ કારણ છે તે કુમારપાળના નાટકમા આપણા કદાગ્રહને લીધે દર્શન પણ ન દે તેમા આપણે અભિમાન પામવાનુ કે શરમાવાનુ ?

ધાર્મિક લાગણીને આવિર્ભાવ આપવાનુ નાટક એક કિંમતી સાધન છે નાટકશાળામા જૈન નાટકો ભજવા વાની શરૂઆત થવી જોઈએ, તેવીજ રીતે જૈન કથાના જુદા જુદા વિભાગો મંદિરમા પણ ભજવાતા હોય અથવા તો શાળાના વિદ્યાર્થીઓ પ્રસંગે પ્રસંગે ભજવતા હોય તો જૈન સમાજને ઘણો લાભ થાય વૈષ્ણવ મંદિરમા કૃષ્ણ તેમજ રામના ચારિત્રો ભજવાય છે જુદા જુદા નાટકોમા આવતા પ્રસંગો પણ અત્યારના વિદ્યાર્થીઓ બહુ સારી રીતે ભજવે છે આથી આનંદ સાથે સહેજે ધર્મના સંસ કારો લોક જીવનમા રૂઢ થાય છે

હું નાટકોનો પક્ષ કરૂ છુ તેથી અત્યારે જે નાટકો જેવી રીતે ભજવાય છે તે દોષ વિનાના અને ઉત્તેજન આપવા યોગ્ય છે એમ મારો કહેવાનો આશય ન સમ જવો શુદ્ધ નાટકના દૃષ્ટિબિન્દુએ તેમજ નીતિ વ્યવહારના

ધોરણે અત્યારે ભજવાતા નાટકો અનેક દોષોથી ભરેલા છે અને તેમા સુધારો થવાની ખાસ જરૂર છે. ઇતિહાસનુ જ્ઞાન નહિ, ફેશનનું અગ્રસ્થાન, બિભત્સ ફારસો, અણુઘટતા અભિનયો, સગીતનો લગભગ અભાવ, અને આવા અનેક દૂષણોથી અત્યારના નાટકો દૂષિત છે, જેથી સમાજ જીવનને બહુજ ધક્કો પહોચતો જાય છે જૈન કથાઓ પણ આવી રીતે ભજવાય તો તેમા કાઇ બહુ લાભ ન થાય એટલા માટે એક બાજુએ જેમ હુ જૈન નાટક સાહિત્ય ખુબ સમૃદ્ધ થતુ જોવા ઉત્સુક છુ તેટલોજ હુ અત્યારના નાટકોના રૂપરગમા મોટો ફેરફાર થતો જોવા ચિન્તાતુર છુ

જૈન કાવ્ય તથા નાટક વિષે પ્રસ્તુત લેખના દષ્ટિબિન્દુએ આ મારા સામાન્ય વિચારો છે વિચારો હોય તેવાજ દર્શાવતા સભર્વ છે કે ધર્મયુક્ત છે 'અત્યારે ચાલે છે તેજ બહુ સારૂ છે' એમ માનનારા જૈન બધુઓની લાગણી કદાચ દુખાય તો તેઓની હુ ક્ષમા યાચુ છુ, અને મારા વિચારોમા જે કાઇ સ્વીકારવા જેવા લાગે તે સ્વીકારીને અન્યની ઉપેક્ષા કરવા વિનતિ કરૂ છુ જૈન બધુઓના ક્ષમાભાવની તેમજ ઉદારતાની હજી મને તો સવિશેષ અપેક્ષા છે, કારણ કે હવે પછીના વિભાગોમા એવા કેટલાક વિચારો જણાવવાના છે કે જેમા સૌ ભાઈઓ સહેલાઈથી સમત થઈ ન શકે મારો આશય શુદ્ધ છે તે ધ્યાનમા લઈને જે લખાયુ છે અને હવે જે લખાશે તે શાન્તિથી વાચવા વિચારવા પુન. વિજ્ઞપ્તિ છે

તથા જમણવારોને કલુષિત અને કુરૂપ કરી રહેલા છે ઉત્સવો સૌન્દર્યની ઉપાસનાનો પ્રગટ અવીર્ભાવ ગણાય, તે સૌન્દર્ય શાન્તિ વિના અનુભવી શકાયજ નહિ તેને બદલે આપણા ઉત્સવોમા શાન્તિ કે સૌન્દર્યનો અશ બહુ થોડો જોવામા આવે છે આ કેવો વિપર્યાસ ? ઉત્સવમા અન ર્ગળ દ્રવ્ય ખર્ચાય, છતા ઉત્સવોનો આશય તો અફલિત જ રહે ઉત્સવ પ્રસગે જે શોભા કરવામા આવે છે તે જોઇ હાસ્ય તેમજ ગ્લાનિ ઉપજે છે શત્રુંજ્યની રચના કરી હોય તેના ઉપર પાખવાળી પરીઓ ઉડતી હોય, અથવા તો પશ્ચિમની આકૃતિવાળા કુલપાનોથી આવી રચનાઓને શણગારી દેવામા આવી હોય, બેન્ડના ઘોઘાટથી મદિરમાના અધિષ્ટાયિક દેવતાઓ પણ આકુળ વ્યાકુળ થઇ ગયા હોય અને અગ્રેજી પોશાકમા સુસજ્જિત થયેલા બાળકો એકઠી થયેલ મડળીને ચિત્ર વિચિત્ર બનાવી રહેલ હોય આવુ ઘણુ આપણા ધાર્મિક ઉત્સ વના પ્રસગોએ જોવામા આવે છે ઉત્સવ પ્રસગે શાન્તિ ઉત્સાહના અભાવનું ચિહ્ન લેખાય અને જેમ ઘોઘાટ-ધમાલ વધારે તેમ આપણા ધાર્મિક ઉત્સવોની વિશેષ સફળતા અને મહત્તા ગણાય—આ કેવુ વિચિત્ર ! આ વિષયમા મહાત્મા ગાધીજીના કેટલાક વખત પહેલા પ્રગટ થયેલા વિચારો વાચકના મનન માટે રજુ કરૂ છુ પોતાના આશ્રમમા થયેલા એક શાન્તિમય લગ્ન સાથે અમદાવાદના લગ્ન પ્રસગોની ધમાલને સરખાવતા ગાધીજી લખે છે કે—"બીજે દહાડે સવારે હુ શહેરમા ગયો, ત્યા કુલેકા પાર વિનાના જોયા, ચિત્ર વિચિત્ર પોશાક પહેરેલા વાજાવાળા

તાના અવાજોથી કાન બહેરા કરી રહ્યા હતા, બાળકો
ને જુવાનીઆ અસહ્ય તાપમા ઘરેણા અને મખમલના
પાકમા લદાયેલા પસીનાથી નીતરી રહ્યા હતા, વરરાજા
વાડીમા ઢકાઇ ગયા હતા આમા મે ન જોયો ધર્મ,
જોયો ખરો આનદ, ન જોયો ખરો વૈભવ જો વાજા
બવા તો શા સારૂ આપણે પશ્ચિમની બેહુદી નકલ
ીએ ? પશ્ચિમની જ નકલ કરવી હોય તો તેનું અસલ
સામીને જ લઇએ, આપણે જે બેડો વગડાવીએ છીએ
મા જરાયે માધુર્ય નથી, સગીત નથી, એમ સામાન્ય
ગીત જાણનાર પણ કહેશે વરઘોડો કહાડીએ તો કેમ
ાની હવાને છાજતો પોશાક ન રાખીએ ? જવાહી-
હેરાવવા હોય તો કેમ તેમા કાઇક કળા કે વિવેકનો
પયોગ ન કરીએ ? જો ગીત ગવડાવવા છે તો સ્રીઓને
મ ઉપયોગી ગીત ગાતા ન શિખવીએ ?

મારી ફરીઆદ ધામધુમ સામે નથી જેની પાસે
સો છે, જેની પાસે બીજો આદર્શ નથી, એ ધામધુમ
રશે, અને પૈસો વાપરવાનો અવકાશ જોઇશે પણ હુ
ાપણી ધામધુમોમા વિવેક, વિચાર, મર્યાદા, કળા, ઉન્નતિ
ેના ઇચ્છુ છુ"

આજ વિચારોના અનુસધાનમા એક વિદુષી બહેન
ખે છે કે " કુલેકા જમણવારો એ સર્વમા આનદ
શોભા કશુ જોવાતુ નથી પરાણેજ ઠોકરા ઠોકરીને
કસનીય દેખાવો કરવા પડે છે તે ખરે તેમને માટે દયા
ઉપજાવે તેવુ હોય છે આવા ગભીર, પવિત્ર અને ા

જમણવારને સ્વામીવાત્સ યના નામે ઓળખવામા આવે છે આવા પ્રસગોએ વાત્સ ય વિસ્તરવાને બદલે મનુષ્યની પાશવવૃત્તિના આબેહુબ દેખાવ પ્રગટ થાય છે સ્વચ્છતાની ભૂમિકા ઉપર જ સૌન્દર્ય રચી શકાય જ્યા સ્વચ્છતાનો મૂળમાથી અભાવ હોય ત્યા સુંદર દર્શન તો સભવે જ શી રીતે ? આપણા મોટા જમણવારની રસોઇમા કળા કે વિવિધતા હોનીજ નથી ગળપણ અને ફરમાણુ પેટમા ભરાય તટલુ ભરવું આ જમણવારમા જમવા આવનારનો ઉદ્દેશ હોય છે જમવાને માટે આસનમા ભૂમિતલ અને પાત્રમા લાબા વખતની કાટ ખાધેની, અનેક જમણવારોની એઠવાળી કઢાટી થાળીઓ—આ જૈનોના જમણવારનુ રહસ્ય એગ્વવાની ગોઠવણ મળે જ નહિ, મોટા ચોકમા જેને જ્યા ફાવે ત્યા બેસી જાય સુઘડતાની વાત જ ન મળે ? એઠા જૂઠાનો અભેદ, પીરસનારના પાત્રમા ગમે તે હાથ નાખી શકે સ્વામીભાઈઓ આમ ન જમે, વાત્સલ્ય આમ ન વિસ્તરે, પ્રીતિભાવ આમ ન વધે ખાદ્ય પદાર્થ ઉપર જેમ જાનવરોનો ધસારો થાય તેમ જમણવારની રસોઇ ઉપર જમનાર બધુઓ દરોડા ચલાવે છે તે જોઇને બહુ ગ્લાનિ થાય છે મનુષ્યની માફક જમતા શિખવાની જરૂર છે જમનારને સુન્દર આસન તેમજ પાત્રો અપાતા હોય, સૌ પ ક્તિવાર ગોઠવાતા હોય, નિયમસર પીરસાતુ હોય અને નિર્દોષ આહાર ધરવામ આવતો હોય તો જમનાર કેટલા આનદથી જમી શકે અને જમાડનારને કેટલુ પુણ્ય પ્રાપ્ત થાય ? જમણવાર ચાલતી હોય ત્યારે બાજુએ વાદ્ય ગાયનાદિ ગોઠવવાનો રીવાજ પશ્ચિમમા વિશેષે કરીને જોવામા

આવે છે તે પ્રશસ્ય અને આદરણીય છે જમનામા ગંદકી ન થાય, સુઘડતા જળવાય, એઠ ન રહે—આ નિયમો જૈનોને તો ધર્મરૂપે પ્રાપ્ત થાય છે, છતા જૈનોને ત્યા આ નિયમોનો સૌથી વધારે ભગ થાય છે સુરત, અમદાવાદના નાગર સ્ત્રી પુરૂષોને જમતા જુઓ તો એમ ખ્યાલ આવે કે આ કોઈ દેરાસરમ ડળી જમવા બેઠી છે? કેટલીક વખત એવુ બને છે કે બે ત્રણ હજાર માણસોને જમાડવા હોય અને સારી રીતે જમાડવાની સામગ્રી કે જગ્યા મળે નહિ, તેથી ગદવાડ ભરી જમણવાર કરવી પડે છે, પણ અહિ હુ એટલુજ પૂછુ છુ કે ન પહોચાય તેટલી સખ્યાને જમાડવાનો માણસે શા માટે લોભ રાખવો? પાચને સારી રીતે જમાડવાની સામગ્રી હોય તો પચ્ચીશને જમાડવામા શા માટે તણાવુ? એ પણ ખરૂ કે મોટી સખ્યાના જમણવારો મનુષ્યના વ્યાપક વાત્સલ્યને જોતા તદ્દન દૂર થઇ શકે તેમ નથી, તેમજ તે અનિષ્ટ છે એમ માનવાને પણ ખાસ કારણ નથી, તેથી આવા જમણવારોની સુઘડ વ્યવસ્થા કરવાનુ કામ સમાજ સઘનુ છે જમણવારને લગતા સખત નિયમો કરી દરેક પાસે બરોબર પળાવવા જોઇએ આ વ્યવસ્થાને અર્થે આવશ્યક દ્રવ્યવ્યય પણ સમાજના ધનિક પુરૂષોએ સમાજહિત અર્થે કરવો જોઇએ, જૈન બધુઓએ આ બાબત ખાસ લક્ષ્યમા લેવાની જરૂર છે આખને ચીતરી ચઢે તેવી જમણવારો ધાર્મિકતા કે વત્સલતા નહિ વધારી શકે સ્વામી વાત્સલ્યમા જમવાનો લોકોને આનદ અને ઉત્સાહ હોય, તેને બદલે અત્યારે કેટલાક લોકોએ તો આવા પ્રસગમા જમવા જવું જ છોડી દીધુ

છે, અને જે જમવા જાય છે તેમાના ઘણાકને મોટી કઠણાઈ લાગે છે, જૈનોને શોભે તેવો આહાર વ્યવહાર નહિ રચાય ત્યા સુધી જમણવારોથી તેઓ ધારે છે તેટલુ પુણ્ય થાય છે એમ મારૂ મન તો કબુલ ન જ કરે.

આ વિભાગ પૂર્ણ કરતા પહેલા આપણા સાધુઓના ઉપાશ્રયમા થતા જાહેર વ્યાખ્યાનો પરત્વે કિચિત્ કથિતવ્ય છે ઉપાશ્રયમા સાધુઓ વ્યાખ્યાન આપે અને ધર્મના રહસ્યનો અજ્ઞ જનોને ઉપદેશ કરે એ રૂઢિ પ્રશસ્ત છે સામાન્યત લોકો ગુરૂના ઉપદેશદ્વારા જ જ્ઞાન પ્રાપ્ત કરી શકે છે ગુરૂ મીઠી વાણીથી નીતિ અને ધર્મના તત્વોનો ઉપદેશ કરે અને શ્રોતાઓ શાન્તિથી સાભળે તો ઉભયને લાભ થાય પણ આપણામા તો ઉભય પક્ષે બહુ ખામી નજરે પડે છે ગુરૂઓ કેવો ઉપદેશ કર છે તે વિષે કાઇ પણ ઉલ્લેખ કરવો તે અસ્થાને છે, પણ એટલુ તો કહી શકાય કે વકતૃત્વકળાનો પ્રસાદ આપણા ઉપર બહુ જ ઓછો છે અન્યના મનનુ રજન કરી તેના અતરમા સદુપદેશ ઉતારવાની શકિત કોઇ વિરલ સાધુમા જ દેખાય છે રૂઢી પરપરામા ચાલી આવતી વાતો, એક સરખી ઢબે કહેવામા આપણા સાધુઓની વક્તૃત્વ કળાનો સમાવેશ થતો ઘણું ખરૂ જોવામા આવે છે સામાન્યત પ્રાકૃત વા સસ્કૃત શ્લોકો ગુરૂ મહારાજ વાચે છે અને પછી તેનો વિસ્તૃત અર્થ યથાશક્તિ એકઠી મળેલી પરિષદ્‌ને સમજાવે છે, નૈસર્ગિક વકતૃત્વવાળાને ભાષણ કરતા પુસ્તકનો આધાર લેવો પડે જ નહિ સસ્કૃત શ્લોકો વાચે છે તે

પણ ઘણી વખત એવી વિચિત્ર ઢબથી કે સંસ્કૃત ભાષાના માધુર્યનું પાન કર્યું હોય તે મનુષ્ય સહેજે સખત આઘાત પામે સંસ્કૃત ભાષાનું મીઠા સરોદવાળું સંગીત ક્યાં અને કેટલાક સાધુઓના સંસ્કૃત શ્લોકોના કઠોર પઠન ક્યાં ? અંગ્રેજના મ્હોમાં સંસ્કૃત ભાષા જેવો પરદેશી ભાવ ધારણ કરે છે તેવો, પરદેશી ભાવ ઘણી વખત જૈન ઉપદેશકોથી પઠિત સંસ્કૃત શ્લોકોમાં શ્રવણ ગોચર થાય છે બહુ થોડા સાધુઓ એવા જોવામાં આવ્યા છે કે જે વસંત તિલકા, શિખરિણી કે મન્દાક્રાન્તા મનોહર રાગથી પદ્ધતિસર ગાઇ શકતા હોય જે ભાષાના ગળણે ગળીને ધર્મના ઉપદેશનું અન્યને પાન કરાવવું કે તે ભાષાના શબ્દોનું સંગીત ઉપદેશકના આત્મામાં ઉતરવું જ જોઇએ, નહિ તો ઉપદેશના સર્વ પ્રયત્નો તદ્દન વિફળ જાય

શ્રોતાઓ પણ જાણે કામ પતાવવા આવ્યા હોય, દેવું દેવા આવ્યા હોય, વેઠ કરવા આવ્યા હોય તેમ ઉપાશ્રયમાં આવે છે અને ચાલ્યા જાય છે ઉપદેશસમયે કાંતો બગાસાં ખાતા હોય અથવા વાતોનો ગણગણાટ મચાવી મકયો હોય, શાન્તિથી સાંભળવાનું કોઇ સમજતું જ નથી નજીકના ઉંઘે, દૂરના ઘોઘાટ કરે, ઘોઘાટ કરતા વ્યાખ્યાન શાળામાં આવે અને ઇચ્છાનુસાર ચાલ્યા જાય અને બે ચાર શ્રદ્ધાળુ જનો 'જી સાહેબ' ના પોકારથી ઉપદેશકને પ્રોત્સાહિત કર્યા કરે આવી વકતા અને શ્રોતાની દયામય સ્થિતિનો જલ્દિથી ઉદ્ધાર થાય એવી પ્રવૃત્તિઓ આદરવા સાધુ તેમજ શ્રાવક વર્ગને સવિનય અભ્યર્થના છે

## પર્વ મીમાંસા પર્યુષણ

(૧)

પર્યુષણ પર્વ વ્યતીત થયાને હજુ બહુ વખત વહ્યો નથી હજુ સાંવત્સરિક પ્રતિક્રમણના 'ઝંકાર'ના આંદોલનો શ્રવણેન્દ્રિયમા અથડાતા બંધ થયા નથી સ્વામીવાત્સલ્ય, સુપન, ઘોડીયા પારણા આદિના સ્મરણો હજુ તાજા જ છે, તેથી અન્ય વિષયમા પ્રવેશ કરતા પહેલા ધાર્મિક પર્વો વિષે કાંઈક ઉલ્લેખ કરવામા આવે તો અસ્થાને યા અકાળે નહિ ગણાય ધાર્મિક પર્વો ધાર્મિક લાગણીને સતેજ રાખવાનુ પ્રબળ સાધન છે ચિત્ર વિચિત્ર પ્રવૃત્તિઓથી ઘેરાયેલ આદમી સહેજે ધર્મને વિસરી જાય તેનામા ધાર્મિકતા જાગતી રાખવાનુ કામ આવા પર્વો કરે છે પર્વોની યોજનામા બહુ દીર્ઘ દૃષ્ટિ રહેલી છે ધાર્મિક પર્વો બે પ્રકારના હોય, એકમા તપ, જપ, પૂજા આદિથી ધર્મની આરાધના કરવાનુજ લક્ષ્ય હોય અન્યમા ધર્મ નિમિત્તે આનંદ કરવો અને એકજ ધર્મના અનુયાયીઓમા પરસ્પર વાત્સલ્ય અને અનુરાગ વધે તેવી પ્રવૃત્તિઓ આચરવી તેનું જ લક્ષ્ય પ્રધાનપણે હોય ક્રિશ્ચયનોમા ઈસ્ટર પ્રથમ પ્રકારનુ પર્વ ગણાય ક્રિસમસ નાતાલ અન્ય પ્રકારનુ પર્વ ગણાય મુસલમાનમા રમજાન મહીનાના દિવસો પ્રથમ પ્રકારનુ પર્વ ગણાય, ઇદના દિવસો અન્ય વિભાગમા આવે જૈનેતર હિંદુઓમા ગોકુળ અષ્ટમી દેવપોઢી અગિયારસ વિગેરે પ્રથમ વિભાગના પર્વો લેખાય અને વિજયાદશમી, હોળી, દીવાળી, બળેવ વિગેરે ઘણુ ખરૂ

અન્ય વિભાગમા આવે આવી ગોઠવણ આપણી જૈન સસ્થામા છે કે નહિ ? જૈન પર્વોમા સાધારણ રીતે જ્ઞાન-પચમી, કાર્ત્તિક શુદિ ૧૫, મૌન અગિયારશ, ચૈત્ર શુદિ ૧૫, અષાડ શુદિ ૧૪, પર્યુષણ વિગેરેનો સમાવેશ થાય દિવાળી મહાવીર નિર્વાણનો દિવસ હોઇને તેને પણ જૈન પર્વ તરીકે લેવામા આવે છે છેટલા દશેક વર્ષથી મહાવીર જન્મદિવસને પર્વની કોટિએ પહોચાડવાનો શુભ પ્રયત્ન આદરવામાં આ યો છે જે દષ્ટિબિન્દુથી પર્વોના વિભાગ પાડયા તે દષ્ટિબિન્દુએ પર્યુષણ, જ્ઞાનપચમી, મૌન અગિયારસ, અશાડ શુદિ ૧૪ વિગેરે પર્વોને સામાન્યત ધર્મની આરાધનાના નિમિત્તક લેખી શકાય જ્યારે કાર્તિક શુદિ ૫, ચૈત્રિ પુર્ણિમા, મહાવીર જન્મદિવસ વિગેરે પર્વોની પ્રવૃત્તિ ધાર્મિક આનદ સાધક ગણી શકાય, પણ આવા પર્વોની યોજનામા કેટલાક વાધા દેખાય છે તે તરફ ધ્યાન ખેચવા અત્ર ઉદ્દેશ છે જે આનદમૂળક પર્વો છે તેની ઉજવણી હજુ એવી રીતે થતી નથી કે નિયત ઉદ્દેશ બરાબર સિદ્ધ થઇ શકતો હોય કાર્તકી કે ચૈત્રી પૂનમનો મહિમા જરા પણ અનુભવાતો હોય તો તે માત્ર તીર્થ સ્થળોમા અનુભવાય છે, પણ અન્ય સ્થળોમા આવી પૂર્ણિમાઓ કરતા કાઇ પણ વિશિષ્ટ સ્મરણ મૂકી જતી નથી ઘણે ઠેકાણે શરદ પુર્ણિમાની રાત્રિ ઉજવવાનો રીવાજ પ્રચલિત છે તે રાત્રે ન્યાતી ભાઇઓ એકઠા થાય, રગ બેરગી અક્ષતની સ્વસ્તિક આદિ આકૃતિઓ મોટી પાટ ઉપર આળેખે અને સાથે મળી સુદર પદ્યો, ભજનો સ્તવનો ગાય આમા પણ એક વૈચિત્ર્ય તો એ જોયું કે ઘણે

ઠેકાણે દેવ મદિરના ચોકમાં શરદ્પુનમનો ચદ્રમા શિતલ જ્યોતથી ધવલ વર્ષા વરસાવી રહ્યો હોય તેની ઉપેક્ષા કરીને જૈન બધુઓ રગમડપમા એકઠા થાય છે અને હાથી ઝુમરની રોશનીનું સન્માન કરતા ઉપર જણાવ્યું તે પ્રકારની પ્રવૃત્તિઓમા લીન થાય છે આ બધુ આપણામા ક્રમે થતી જતી અરસિકતાનુ પરિણામ કે દુનિયાની બારેમા બારે રોશની ચદ્રિકાના ધવલ તેજ પાસે કિમત વિનાની છે આ રસ પૂર્ણ મત્ર શરદપૂર્ણિમાને પર્વતિથિ તરીકે સ્વીકારવામા રહેલો છે એ બાબતનું દુર્લક્ષ કરવુ રસિક પ્રજાને ઘટતું નથી આવી પવ તિથિ ગણાવી પૂર્ણિમાઓની રાત્રે દેવમદિરના ચોકમા સગીત મડળીઓ એકઠી થવી જોઇએ ગામ બહાર આવેલા મદિરોમા રાત્રે દર્શન કરવા જવાનો અને ભક્તિમય ઉત્સવો ઉજવવાનો રીવાજ ઉભો થવો જોઇએ ખાસ કરીને બાળકો રાત્રિના ખુલ્લી જગ્યામા ધર્મમય, નિર્દોષ આનદ પામી શકે તેવી યોજનાઓ રચાવી જોઇએ સામાન્યત પણ આવા આનદપ્રાપ્તિ અર્થે નિર્માયલા પર્વ દિવસો બહુ આનદ આપી શકે તેવી રીતે ઉજવાતા નથી જેટલી ધર્મ આરાધનાના પર્વોની જરૂર છે, તેટલી જ આવા આનદજનક પર્વોની જરૂર છે તેવા પર્વોના પ્રસગે સ્વધર્મના અનુયાયીઓ સાથે મળે, ગાનતાન કરે, મધુર વાર્તા વિનોદ કરે, સાથે ભોજન કરે, ધાર્મિક નાટક ચેટકમા સામેલ થાય સુદર વરઘોડાઓ કાઢે, જાત જાતની ધાર્મિક રચનાઓ કરે, નૃત્ય, ડાડીયારાસનો આદર કરે-આવી આવી આવી ઘણી વસ્તુઓ આનદમૂલક પર્વોમા અવકાશ પામી શકે આ વિષયમા સુજ્ઞ જૈન બધુઓનુ ધ્યાન ખેચવાની જરૂર છે

પર્યુષણ પર્વની ઘટના વિષે કેટલુક ખાસ કહેવા જેવુ છે જો કે પર્યુષણની મૂળ રચના વિચારતા તેમા તપ, જપ, પ્રતિક્રમણ, દેવપૂજા આદિ ધાર્મિક ક્રિયાઓદ્વારા ધર્મની આરાધના કરવાનો જ મુખ્ય આશય જણાય છે, તો પણ અત્યારે પર્યુષણ જે રીતે ઉજવાય છે, તે જોતા તે મિશ્રપર્વ થઈ ગયું લાગે છે. આમા ખાસ વાધા જેવું તો કાઈ નથી સ્વધર્મી બધુઓ ધર્મ આરાધન કરે તેમજ આનદ ઉત્સવ પણ સાથે મળીને કરે તેમા કશો દોષ કાઢવા જેવું હોઇ નજ શકે પણ જે ઉત્સવો પર્યુષણ પર્વની આરાધનામા દાખલ થયા છે તે આદરણીય છે કે નહિ તે જરાક વિચારવા જેવુ છે સામાન્યત સુપન અને ઘોડીયાપારણાના વિષયમા આપણો ઘણો ધાર્મિક ઉત્સાહ ખરચાય છે આ બન્ને ઉત્સવો મને પર્યુષણ પર્વની રચના વિચારતા સગત લાગતા નથી કળાની દૃષ્ટિએ વિવેકવિહીન અનુકરણ મોટો દોષ ગણાય, કારણ કે તે વિવેકની તેમજ આત્મીયતાની ખામી સૂચવે છે वन्दे मात्तरम् ઉપરથી वन्दे वीरम् ઉપજાવનાર પ્રજા ગોકુળ અષ્ટમીના શ્રીકૃષ્ણના જન્મોત્સવ ઉપરથી પર્યુષણ પર્વમા ભગવાન મહાવીરના જન્મોત્સવનુ ઉત્થાપન કરવા પ્રવૃત્ત બને એ અસ્વાભાવિક નથી, પણ આવુ અનુકરણ વિવેકવિહીન હોઇને હાસ્યાસ્પદ લાગે છે પ્રથમ તો ગોકુળ અષ્ટમીના દિવસે શ્રીકૃષ્ણનો જન્મ થયો ગણાય છે, ભગવાન્ મહાવીરનો જન્મ કાઈ ભાદરવા શુદ ૧ ના દિવસે થયો નથી કે આપણે તે દિવસે સુપન દર્શન કરાવી પ્રભુનો જન્મોત્સવ કરી શકીએ ? વળી પારણાનો ઉત્સવ પણ બાળકૃષ્ણને પારણામા ઝુલાવવાની પ્રવૃત્તિ જોઇને ઉભો

ઠેકાણે દેવ મંદિરના ચોકમાં શરદ્પુનમનો ચંદ્રમા શિતલ જ્યોતથી ધવલ વર્ષા વરસાવી રહ્યો હોય તેની ઉપેક્ષા કરીને જૈન બંધુઓ રંગમંડપમાં એકઠા થાય છે અને હાંડી ઝુમરની રોશનીનું સન્માન કરતા ઉપર જણાવ્યું તે પ્રકારની પ્રવૃત્તિઓમાં લીન થાય છે આ બધું આપણામાં રૂઢ થતી જતી અરસિકતાનું પરિણામ છે દુનિયાની બારમાં બારે રોશની ચંદ્રિકાના ધવલ તેજ પાસે કિંમત વિનાની છે આ રસ પૂર્ણ મંત્ર શરદપૂર્ણિમાને પર્વતિથિ તરીકે સ્વીકારવામાં રહેલો છે એ બાબતનું દુર્લક્ષ્ય કરવું રસિક પ્રજાને ઘટતું નથી આવી પર્વતિથિ ગણાતી પૂર્ણિમાઓની રાત્રે દેવમંદિરના ચોકમાં સંગીત મંડળીઓ એકઠી થવી જોઇએ, ગામ બહાર આવેલા મંદિરોમાં રાત્રે દર્શન કરવા જવાનો અને ભક્તિમય ઉત્સવો ઉજવવાનો રીવાજ ઉભો થવો જોઇએ ખાસ કરીને બાળકો રાત્રિના ખુલ્લી જગ્યામાં ધર્મમય, નિર્દોષ આનંદ પામી શકે તેવી યોજનાઓ રચાવી જોઇએ સામાન્યતઃ પણ આવા આનંદપ્રાપ્તિ અર્થે નિર્માયલા પર્વ દિવસો બહુ આનંદ આપી શકે તેવી રીતે ઉજવાતા નથી જેટલી ધર્મ આરાધનાના પર્વોની જરૂર છે, તેટલી જ આવા આનંદજનક પર્વોની જરૂર છે તેવા પર્વોના પ્રસંગે સ્વધર્મના અનુયાયીઓ સાથે મળે, ગાનતાન કરે, મધુર વાર્તા વિનોદ કરે, સાથે ભોજન કરે, ધાર્મિક નાટક ચેટકમાં સામેલ થાય સુંદર વરઘોડાઓ કાઢે, જાત જાતની ધાર્મિક રચનાઓ કરે, નૃત્ય, ડાંડીયારાસનો આદર કરે-આવી આવી આવી ઘણી વસ્તુઓ આનંદમૂલક પર્વોમાં અવકાશ પામી શકે આ વિષયમાં સુજ્ઞ જૈન બંધુઓનું ધ્યાન ખેંચવાની જરૂર છે

પર્યુષણ પર્વની ઘટના વિષે કેટલુક ખાસ કહેવા જેવુ છે જો કે પર્યુષણની મળ રચના વિચારતા તેમા તપ, જપ, પ્રતિક્રમણ, દેવપૂજા આદિ ધાર્મિક ક્રિયાઓદ્વારા ધર્મની આરાધના કરવાનો જ મુખ્ય આશય જણાય છે, તો પણ અત્યારે પર્યુષણ જે રીતે ઉજવાય છે, તે જોતા તે મિશ્રપર્વ થઈ ગયું લાગે છે. આમા ખાસ વાંધા જેવુ તો કાંઈ નથી સ્વધર્મી બધુઓ ધર્મ આરાધન કરે તેમજ આનંદ ઉત્સવ પણ સાથે મળીને કરે તેમા કશો દોષ કાઢવા જેવું હોઇ નજ શકે પણ જે ઉત્સવો પર્યુષણ પર્વની આરાધનામા દાખલ થયા છે તે આદરણીય છે કે નહિ તે જરાક વિચારવા જેવુ છે સામાન્યત સુપન અને ઘોડીયાપારણાના વિષયમા આપણો ઘણો ધાર્મિક ઉત્સાહ ખરચાય છે આ બન્ને ઉત્સવો મને પર્યુષણ પર્વની રચના વિચારતા સગત લાગતા નથી કળાની દૃષ્ટિએ વિવેકવિહીન અનુકરણ મોટો દોષ ગણાય, કારણ કે તે વિવેકની તેમજ આત્મીયતાની ખામી સૂચવે છે वन्दे मातरम् ઉપરથી वन्दे वीरम् ઉપજાવનાર પ્રજા ગોકુળ અષ્ટમીના શ્રીકૃષ્ણના જન્મોત્સવ ઉપરથી પર્યુષણ પર્વમા ભગવાન મહાવીરના જન્મોત્સવનુ ઉદ્યાપન કરવા પ્રવૃત્ત બને એ અસ્વાભાવિક નથી; પણ આવુ અનુકરણ વિવેકવિહીન હોઇને હાસ્યાસ્પદ લાગે છે પ્રથમ તો ગોકુળ અષ્ટમીના દિવસે શ્રીકૃષ્ણનો જન્મ થયો ગણાય છે, ભગવાન્ મહાવીરનો જન્મ કાંઈ ભાદરવા શુદ ૧ ના દિવસે થયો નથી કે આપણે તે દિવસે સુપન દર્શન કરાવી પ્રભુનો જન્મોત્સવ કરી શકીએ ? વળી પારણાનો ઉત્સવ પણ બાળકૃષ્ણને પારણામા ઝુલાવવાની પ્રવૃત્તિ જોઇને ઉભો

થયો જણાય છે પર્યુષણ પર્વમા મહાવીર જન્મ ઉજવાતા ભાદરવા શુદ ૧ જ ભગના L મહાવીરની જન્મ તિથિ છે એવી ભ્રમણા ઘણા બધુઓમા રૂઢ થાય છે હુ પણ આ ભ્રમણાથી ઘણા વર્ષ સુધી ગ્રસ્ત હતા આ પ્રવૃત્તિમા બીજો દોષ એ છે કે જે પ્રકારના વહેમોનુ ખડન કરવા જૈન ધર્મનો સમયે સમયે પ્રાદુર્ભાવ થયો છે, તેજ વહેમોને આ પ્રવૃત્તિઓ મોટા પાયા ઉપર પોષતી આવી છે અને તેથી આ પ્રવૃત્તિઓ જે સ્વરૂપે જોવામા આવે છે તે સ્વરૂપે જૈન ધર્મના રહસ્યથી વિપરીત લાગે છે સુપન કઇ કઇ જાતના વહેમોને ઉતેજન આપે છે ? લક્ષ્મીનુ સુપન સાધારણ રીતે કોણ લે છે ? જેન દ્રવ્યની અતિશય આકાક્ષા હોય અથવા તો જેના ઉપર લક્ષ્મી દેવીની તાજી કૃપા થયેલી હોય તે વહાણનુ સુપન કોણ લે છે ? જેને દરિયા સાથે વ્યાપાર હોય તે ઘોડિયાપારણામા સૌથી વધારે ભાગ કોણ લે છે ? સતતિવચિત ગૃહસ્થો એ સુવિદિત છે કે પોતાને સતતિ થાય એવી આશાથી અથવા તો સતતિની તીવ્ર આકાક્ષા વાળી સ્વસ્ત્રીની આગ્રહમયી પ્રેરણાથી ઘોડીયા પારણા ઝુલાવવામા અને ઘેર લાવવામા આપણા સખ્યાબધ ધનિક ગૃહસ્થો અનર્ગળ દ્રવ્ય ખરચે છે આના વહેમ, માન્યતાઓનો ઉચ્છેદ અને કોઈ પણ પ્રકારના ફળની આશા વિનાની જિનરાજની–ભક્તિ–આ બન્ને આશય પ્રસ્તુત પ્રવૃત્તિઓમા લુપ્ત થતા દેખાય છે અલબત્ત આ પ્રવૃત્તિઓ બહુ આનદનો વિષય બને છે, બાળજીવોને આમા અતિશય આહ્લાદ આવે છે, સુપન ઉતરે, જન્મ વચાય, નાળીયેર ધડાધડ કુટવા માડે, અને સાકર પવા સાથે મેળવી તેનુ સ્નેહી

સબંધી સ્વધર્મી જનોમા અરસપરસ લ્હાણું કરવામા આવે આવા આનદપૂર્ણ પ્રસગો કેમ ત્યજાય ? વળી ઘોડીયાપા રણા ઘેર લાવવાના, રાત્રિજગા કરવાના, ધામધુમવાળા વરઘોડા કાઢવાના—આવા આનદમય પ્રસગો કાઢી નાખવાનુ કહેતા—ખાસ કરીને તેના સસ્કારમા ઉછરેલુ મન સહેજે આચકો ખાય, પણ વિવેકથી વિચાર કરતા જે વસ્તુ ત્યાજય લાગે તે ત્યાજ્ય કહેવી તો જોઈએ જ વળી ધાર્મિક પ્રવૃત્તિઓ કાઈ બાળ જીવોની જરૂરિયાતો ઉપર રચી શકાય નહિ, તેની ઘટનાને ધાર્મિક ઉન્નતગામી આશયોનો આધાર જોઇએ વૈચિત્ર્ય તો ત્યાજ રહેલુ છે કે જે ભગવાન મહાવીરનો ખરો જન્મ દિવસ છે તેની તો કોઈ ખબર લેતુ નથી અને જે દિવસે વ્યાખ્યાન વાચતા વાચતા જન્મ પ્રસગનુ વર્ણન આવે છે તે દિવસે આટલી બધી ધમાલ થઈ પડે છે ચૈત્ર શુદિ ૧૩ ભગવાન મહાવીરનો જન્મદિવસ છે આ દિવસ જાણે કે કેટલાક ધર્મ સુધારકોને શુષ્ક ભાષણો કરવાને માટે જ નિર્માયલો હોય એમ જૈન સમાજનો મોટો વર્ગ તેની ઉપેક્ષા કરી કાઢે છે વસ્તુત આ દિવસ કેમ સારામા સારી રીતે ઉજવાય અને તેમા આબાળ વૃદ્ધ નરનારીઓ કેમ પૂરો ભાગ લે તેનો બરોબર વિચાર કરી યોજના કરવાની જરૂર છે આસન્ન ઉપકારી ભગવાન મહાવીરના મગળમય જન્મદિવસની જરા પણ ઉપેક્ષા જૈન નામધારી સજ્જન સન્નારીને ન ઘટે ઉપરની ટીકા ઉપરથી એમ સમજવાનુ કારણ નથી કે પર્યુષણમાથી ઉત્સવોનો સર્વથા બહિષ્કાર કરવો એનો મારો આશય છે, પણ હુ એ જણાવવા માગુ છુ કે વર્તમાન કાળે પર્યુષણ પર્વમા

આપણે ક્યા છીએ અને ક્યા જવુ જોઇએ તેનો દિશાનિર્દેશ કરી શકે આવા ભાષણો તૈયાર કરવાનુ કામ દરેક સાધુને માથે હોઇ ન જ શકે, પણ મોટા સઘાડાના (સમુદાયના) અધિપતિ હોય, વિદ્વાનની કોટિમા ખપતા હોય અને જેને અનુયાયી વર્ગનો બહોળો સમૂહ હોય તેવા વિશિષ્ટ પદધારી સાધુઓનુ આ સમયમા આ અતિ આવશ્યક અને ઉપયોગી કર્તવ્ય મને લાગે છે આશા છે કે આ સૂચના જે વર્ગને માટે કરવામા આવી છે તે વર્ગ ધ્યાનમા લઇ અમલ કરવા પ્રવૃત્તિ આદરશે

## મૂર્તિપૂજા રહસ્ય

### (૭)

હવે અન્ય વિષય તરફ ગમન કરીએ મૂર્તિપૂજા ધાર્મિક જીવનનુ મુખ્ય અગ ગણાય, તેનું હવે કળાના દૃષ્ટિબિન્દુથી નિરીક્ષણ કરીએ મૂર્તિપૂજાનો વિચાર કરતા ત્રણ વસ્તુઓ ઉપસ્થિત થાય છે તીર્થ, મદિર અને મૂર્તિ આ ત્રણે વસ્તુઓમા કળાને ક્ષતિ પહોચે તેવા ઘણા તત્વો જોવામા આવે છે તેનું વિગતથી વિવેચન કરવા પહેલા આ ચર્ચા કોઇ પણ પ્રકારની ગેરસમજુતિ ઉભી ન કરે તે આશયથી, જો કે અહિં પ્રસ્તુત વિષય નથી તો પણ મૂર્તિપૂજા અને તેમા પણ જૈન મૂર્તિપૂજાના જે આશય અને રહસ્ય હુ સમજુ છુ તે સક્ષેપમા નિવેદન કરવાની આવશ્યકતા લાગે છે

પોતાને પ્રિય અથવા માનનીય જનની છબી યા મૂર્તિ કરાવીને ઘરમા રાખવાનો મનુષ્યસ્વભાવ જનસમાજને સુવિદિત છે જ્યારે અમુક મનુષ્ય મોટા વર્ગને માનનીય થઇ પડે ત્યારે તેની છબી ચીતરાવીને યા મૂર્તિ ઘડાવીને જાહેર સ્થળોમા મૂકવાનો રિવાજ પણ કેટલાક કાળથી ચાલ્યો આવે છે મૂર્તિપૂજા વસ્તુત આ માનુષિક વૃત્તિનુ જ પરિણામ છે મૂર્તિપૂજાના વિરોધી ગણાતા આર્યસમાજીઓ પણ સ્વામી દયાનદ સરસ્વતીની છબી પોતાના ઘરમા કે સમાજના મકાનોમા બહુ શોખથી ટાગતા જોવામા આવે છે. એ ખરૂ કે મૂર્તિ માત્ર મનુષ્યનીજ કરવામા આવતી નથી, પણ દેવોની કરવામા આવે છે દેવો તો અદષ્ટ હોય છે પણ શાસ્ત્રોમા તેમનુ જેવુ વર્ણન લખાયલુ હોય અથવા તો રૂઢિ પરપરાએ તેનુ જેવુ સ્વરૂપ કલ્પાયલુ હોય તદનુસાર મૂર્તિ ઘડી મદિરોમા બેસાડવામા આવે છે કાળભૈરવ, કાળી, જગદબા, શકર, બ્રહ્મા વિગેરે અનેક દેવોની મૂર્તિઓ આવી રીતે ઘડાયલી હોય છે મૂર્તિપૂજાની સાથે નિકટ સબધ ધરાવતી સકેતપૂજા (Symbolworship) છે અમુક પથ્થર યા પદાર્થમા અમુક દેવનો સકેત કરી તેની પૂજા કરવી તે સકેતપૂજા ગણાય અમુક પથ્થરને હનુમાન માની તે ઉપર સિદૂર તેલનો પ્રક્ષેપ કરવાનો રીવાજ હિંદુઓમા પ્રચલિત છે જૈન સાધુઓ દક્ષિણાવર્તના ચક્રોને સ્થાપનાચાર્ય તરીકે રાખે છે તે પણ સકેતપૂજા છે મૂર્તિપૂજામા ઘણા ઉદ્દેશો સમાયેલા છે ખાસ કરીને તો પોતાને ઇષ્ટ પ્રભુ પ્રત્યે કેવલ ભક્તિભાવનુ તર્પણ કરવુ તે જે મનુષ્ય પ્રત્યે

આપણને અત્યન્ત ભક્તિભાવ હોય છે તે હાજર ન હોય તો તેની છબી અથવા મૂર્તિનું આપણે સામાન્યત પૂજા સન્માન કરી આપણામા રહેલ ભક્તિભાવને તૃપ્ત કરીએ છીએ અને પ્રગટ કરીએ છીએ અદૃષ્ટ વ્યક્તિની ભક્તિ કલ્પનાથી–ધ્યાનથી–કા ન કરવી ? આવી સ્થુળ છબી અથવા મૂર્તિ કરવાની શી જરૂર ? આવી નિરાલબન ભક્તિની ભાવના પ્રશસ્ય છે, પણ આબળ વૃદ્ધ સ્ત્રી પુરૂષોને માટે તે વ્યવહારૂ Practicable નથી આલબન વિના અ તરમા ઉછળતી ભક્તિ તૃપ્ત થવી અશક્ય છે નિરાકાર નિરજનની મૂર્તિ કરવી તે તો પરસ્પર વિરોધ જેવુ થાય આ શકા ઉચિત છે નિરજન નિરાકારની પૂજા સાકાર મૂર્તિથી કરવાનો પ્રયત્ન બુદ્ધિગમ્ય લાગતો નથી, પણ મૂર્તિ પૂજા સાકારની કલ્પના ઉપરજ ઉભી થાય છે રામચદ્ર, શ્રીકૃષ્ણ, ભગવાન્ મહાવીર કે બુદ્ધ નિરાકાર નહોતા–સાકાર હતા તેમની મૂર્તિ કરી પૂજા કરવી એટલે તેઓ જે રીતે આ જગત્મા વિચરેલા તેવી કલ્પનાવાળી તેમની મૂર્તિ કરીને તેમના પ્રત્યે આપણો ભક્તિભાવ પ્રદર્શિત કરવો અને તેમના જીવન જે આદર્શો રજુ કરે છે તે આત્મીયધ્યેય તરીકે અગીકાર કરવા પણ કેટલાક એમ પૂછે છે કે તે તે મહાપુરૂષોની મૂળ પ્રતિકૃતિ મળતી હોય અને તે ઉપરથી મૂર્તિ બનાવો તો તો ઠીક, પણ મુળ પ્રતિકૃતિ તો અલભ્ય છે તો કલ્પનામા આવે તેવી મૂર્તિઓ ઘડી તે તે મહાત્માઓની તે છે એમ ઓળખાવવુ ત બુદ્ધિસગત કેમ કહેવાય ? ઉત્તર એ છે કે મુળ પ્રતિકૃતિના અભાવે તેમનુ જે પ્રમાણે વર્ણન શાસ્ત્રોમા કરવામા આવ્યું હોય, જે

લક્ષણો બાંધવામાં આવ્યાં હોય તે પ્રમાણે મૂર્તિ બનાવવામાં આવે તો આ મૂર્તિ અમુકની છે એમ સામાન્ય સમજણથી ગ્રહણ કરી શકાય. મૂર્તિ ભક્તિભાવ પ્રદર્શિત કરવાનું સાધન છે, એટલું જ નહિ પણ દરેક મૂર્તિ અમુક અમુક આદર્શ રજુ કરે છે અને તેથી દરેક મૂર્તિની ઉપાસના તે મૂર્તિ પાછળ રહેલા આદર્શનીજ ઉપાસના છે એમ ગણી શકાય. તદુપરાન્ત અમુક દેવની મૂર્તિ તે દેવથી પ્રતિષ્ઠિત ધર્મના અનુયાયીઓને એકત્ર થવામાં, ભ્રાતૃભાવ વધારવામાં, નીચ ઉચ્ચ, ગરીબ, તવંગર, નિરક્ષર સાક્ષરના ભેદ ભૂલી એકજ દેવનું શાસન અંગીકાર કરાવવામાં અનુપમેય સાધન બને છે. આ સર્વ દૃષ્ટિબિન્દુથી વિચારતાં મૂર્તિપૂજા ધર્મ્ય અને મુમુક્ષુ જનોને આદરણીય સિદ્ધ થાય છે.

આ મૂર્તિપૂજાનું સામાન્ય સ્વરૂપ વિચાર્યું, પણ જનસમાજમાં મૂર્તિપૂજાનાં જે જે સ્વરૂપો પ્રગટ થયાં છે તે સર્વ કાંઈ એવાં સુંદર નથી. મૂર્તિપૂજાના વિરોધીઓનો મોટો ભાગ મૂર્તિપૂજાના આશયથી વિરુદ્ધ હોતો નથી, પણ મૂર્તિપૂજાની ઘણી વાંધાભરેલી રીતોથી કંટાળીને વિરોધ ભાવને ગ્રહણ કરે છે. મૂર્તિ પણ આખરે એક સાધન છે તે ભૂલી જઈ લોકો તેની ઉપર આંધળા ભીંત જેવા થઈ પડે છે અને અમુક મૂર્તિની અમુક તરેહની પૂજામાત્રમાં જ આત્મમોક્ષ આવી રહેલો સમજતા દેખાય છે, ત્યારે લોકોમાં અજ્ઞાન તેમજ વિવેકના અભાવનું પ્રાબલ્ય કેટલું હોય છે તેનો ખ્યાલ આવે છે. મૂર્તિના નામે ચાલતી છેતરપીંડીઓ, લોકો પાસેથી દ્રવ્ય નીચોવવાની યુક્તિઓ, વહેમ-માનતાઓનો અનિયંત્રિત પ્રચાર-આ

સસ્થાના આકર્ષક અગો કે આવી સસ્થાનો ઉચ્છેદ કરવાનો વિચાર કરવો તેમા જરા પણ ડહાપણ નથી આ દિશામા કર્તવ્યધર્મ એટલો જ રહે છે કે આવી સસ્થાના સ્વરૂપમા સમયાનુસાર ફેરફાર કરતા રહેવુ જોઇએ, જેમ તેનો ત્યાગ લાભ પ્રદ નથી તેમજ તેનુ વિવેક વિહીન અસાધારણ સવર્ધન અન્ય સસ્થાઓની ઉપેક્ષાનુ અનુમાપક હોઇને કોઈ પણ રીતે ઇષ્ટ કે આદરણીય નથી વળી કોઇ પણ સસ્થા જન સમાજમા વહેતી થતા, તે સસ્થાના મૂળમા રહેલ ઉચ્ચ આશયો વિલય પામતા જાય છે અને જનતાની સામાન્ય નબળાઇઓ તથા દોષો આવી સસ્થામા દાખલ થતા જાય છે પરિણામ એ આવે છે કે જનસમાજને હિતાવહ ધારેલી સસ્થા ઘણી વખત જનહિતની ઘાતક બને છે આવુજ મદિરની સસ્થામા પ્રસગોપાત બનતુ દેશ દેશના ઇતિહાસમા જોવામા આવ્યું છે અને ત્યા સમાજદૃષ્ટા પુરુષોને એ કર્તવ્ય પ્રાપ્ત થાય છે કે આવો જયા જયા અને જ્યારે જ્યારે સડો પેઠેલો દેખાય ત્યા ત્યા અને યારે ત્યારે સમાજનુ ધ્યાન ખેચવુ અને ઉન્નત ધ્યેયવાળી સસ્થાને મલીન કરી રહેલા તત્વોને નિર્મૂળ કરવા પ્રવૃત્તિ આદરવી

એ પણ ખરૂ કે જનસમાજમા વ્યાપક મૂર્તિપૂજાના અનેક રગો છે તે સર્વ કાઇ પ્રશસા કરવા લાયક નથી હોતા સામાન્ય રીતે એમ જણાશે કે દરેક મૂર્તિ પાછળ અમુક આદર્શ રહેલ છે પણ આ નિયમને પણ અપવાદ છે શકરના લિંગની પુજાનો શુ આદર્શ સમજવો તે

હજુ પણ હું કળી શકતો નથી શા માટે બ્રાહ્મણો લિંગ પૂજાનો ત્યાગ કરીને હિમગિરિમાં નિવાસ કરનાર જટાધારી વિભૂતિવિહારી અનંતના ધ્યાનમાં નિમગ્ન મહા સંન્યાસી શંકર સંબંધીની જે કલ્પના છે તેને મૂર્તિમાં આરૂઢ કરતા નથી ? કાળભૈરવની મૂર્તિ પાછળ આદર્શ છે પણ તે આદર્શ ઉપાદેય નથી તામસી વૃત્તિના નર પશુઓ જ કાળભૈરવની પૂજામાં આનંદ માની શકે ઘણી વખત [illegible] દેવ દેવીઓની પૂજાનો આધાર વહેમ અને [illegible] ઉપર હોય છે, તેમાં કોઇ મોટો આદર્શ ભાગ્યે જ [illegible] ર્ગત થયેલો હોય છે રામચંદ્ર અને શ્રીકૃષ્ણની [illegible] સ્થળે સ્થળે જોવામાં આવે છે રામચંદ્ર [illegible] મનુષ્ય હતા અને તેથી તેમના મનુષ્ય [illegible] અનુસાર તેમની મૂર્તિઓ ઘડવામાં આવે [illegible] તેમના ચરિત્ર પાછળ રહેલ ભાવના [illegible] પણ રામચંદ્ર અને કૃષ્ણને અતિશય દિ[illegible] અધ દેવી બનાવી દીધા છે અને તેથી [illegible] મનુષ્યને અનુકરણીય અંશ ઘણો [illegible] છે આવી જ દશા તેમની [illegible] વૈષ્ણવ મંદિરમાં જાઉં તો [illegible] રાધાકૃષ્ણની અથવા સીતારામની [illegible] જોઉં છું અને તેમના દે[illegible] કરેલી શણગાર રચના દેખું [illegible] શણગાર પાછળ જીવનની [illegible] દેશ જડતો નથી મારી આંખો [illegible] આત્મા ઉંચે ઉડી શકતો ન[illegible]

છે, બુદ્ધ મહાવીરની મૂર્તિમા સત્ય અને ધર્મના સાક્ષાત્કારનો મત્ર ગ્હેવો છે અને તત્ત્વચિન્તનની અગાધતાનુ નિદર્શન રહેલુ છે મહાવીર અને બુદ્ધ-પ્ર ચેની મૂર્તિમા પણ અમુક અશે વિશિષ્ટતા તારવી શકાય. બુદ્ધની મૂર્તિ હૃષ્ટપુષ્ટ હોય છે વસ્ત્ર સમેત હોય છે આમા શારીરિક તપનો વિરોધ અને નિષ્પરિગ્રહ વ્રતનો અસ્પષ્ટ ખ્યાલ સૂચિત થાય છે મહાવીરની મૂર્તિ એવી હૃષ્ટપુષ્ટ હોતી નથી અને વસ્ત્ર વિનાની હોય છે આ મહાવીરે કરેલ અસાધારણ તપ અને સ્વીકારેલ નિષ્પરિગ્રહ વ્રતનું સૂચક છે એકમા મધ્યમપ્રતિપદા માર્ગનુ સૂચન છે, અન્યમા તપ પ્રધાન જૈન ધર્મનો મહદ્ ઉપદેશ છે આવી રીતે અન્ય મૂર્તિઓ ઉપરથી પણ અનેક આદર્શો ઉપજાવી શકાય, પણ અહિ આપણને જૈન મૂર્તિ અને જૈનોની પૂજા સાથે જ સબધ છે એ તો આપણે જોયુ કે જૈન તીર્થંકરની મૂર્તિ અન્ય મૂર્તિઓમા વિશિષ્ટ સ્થાન ભોગવે છે તે મૂર્તિની પાછળ મોટા આદર્શો રહેલ છે આથી મોટો ઉપદેશ તેમા સન્યાસનો ગ્હેવો છે મહાવીરની મૂર્તિ એટલે એક ભિક્ષુની-સન્યાસીની-ત્યાગીની મૂર્તિ આમા સસારના અનેક ભોગોપભોગ કરતા સન્યાસમા રહેલી વિશિષ્ટતાનુ પ્રતિપાદન છે પણ હવે વધારે ગભીર પ્રશ્ન એ ઉભો થાય છે કે અત્યારની મૂર્તિઓ આ ઉપદેશ કરી શકે છે કે નહિ? અત્યારના આપણા મદિરો તથા મૂર્તિઓના ઘાટઘાટ આપણે એવા જાળવ્યા છે કે નહિ કે તેમાથી જેને લીધે સન્યાસની, શાન્તિની નિવૃત્તિની ઉચ્ચ ઓજસ્વી ભાવનાઓ ઉદ્ભવ-વ્યાજ કરતી હોય અને તે

મદિરના વાતાવરણમા અને તે મૂર્તિના દષ્ટિપથમા આવતો મનુષ્ય સહેજે અમળ (નિર્મળ) આનદને પ્રાપ્ત કરતો હોય! આ પ્રશ્નોનુ વિસ્તારથી વિવરણ અને તે સાથે કળાના દષ્ટિબિન્દુએ સબધ ધરાવતી અન્ય બાબતોનુ પ્રસ્ફોટન હવે પછીના લેખોમા કરવામા આવશે

## જૈન મૂર્તિઓ આભૂષણ આગી.

### (૮)

જૈન મૂર્તિ અને જૈન મદિરની પાછળ જે સુન્દર આશયો રહેલા છે તેનો વર્તમાન પ્રવૃત્તિ અને રૂઢિથી કેટલેક અશે આપણે ઘાત કીધો છે એવી મારી માન્યતાના સમર્થન અર્થે પ્રથમ જૈનમૂર્તિ સબધી મારા વિચારો નિવેદન કરીશ જૈનમૂર્તિ અન્ય દેવોની મૂર્તિમા કેવુ વિશિષ્ટ સ્થાન ભોગવે છે તે આપણે ગયેલા લેખમા જોયુ સામાન્ય રીતે જૈનમૂર્તિઓ બે આકારની જોવામા આવે છે એક તો પર્યંકાસનમા સ્થિત થયેલી એટલે કે પગ ઉપર પગ ચઢાવીને બેઠેલી અને બીજી કાયોત્સર્ગમુદ્રામા (ખડગાસનમા) સ્થિત થયેલી એટલે ઉભેલી આબન્ને પ્રકારની મૂર્તિઓ માત્ર ધ્યાનની અવસ્થાજ સૂચવે છે જૈનની મૂર્તિ એટલે કોઈ અનન્તના ધ્યાનમા નિમગ્ન પરમાત્માની મૂર્તિ આવી મૂર્તિનુ દર્શન કોઇ પણ સચેત આત્મામા ભક્તિ ઉપજાવ્યા વિના ન રહે આપણી મૂર્તિઓ કેટલાક શિલ્પના નિયમો પ્રમાણે ઘડવામા આવે છે તે નિયમો ધ્યાનમાં હોય તો મૂર્તિનુ રહસ્ય બરોબર સમજાય, તેમજ તે ઉંચા

આવો શણગાર રચીને આપણે તેમના ત્યાગની-સન્યાસની આશાતના કરીએ છીએ કયા ભગવાનનું ધ્યાનલીન પર્યંકાસન અને કયા એક રાજા મહારાજાના જડ દેહ ઉપર થતા ઠાઠમાઠનો દેખાવ ? આ બને વિરોધી વસ્તુઓનો આપણી મૂર્તિ ઉપર જે પ્રગટ આવીર્ભાવ થાય છે તે આપણી બુદ્ધિ તેમજ રસવૃત્તિની કિંમત કરાવવાને બસ છે આનો વિરોધ આપણને સાલતો નથી તેનું કારણ એટલુ જ કે આપણે ભગવાનના વૈરાગ્યમય ઉગ્ર સન્યાસની ભાવનાના પૂજારી નથી પણ માત્ર વ્યાપારી વૃત્તિના સોનું રૂપુ અને હીરા માણેકના-પૂજારી છીએ અને આપણે આપણી મૂર્તિઓ ઉપર જે શણગાર કરીએ છીએ તે આપણી પોતાની અધ પતિત ભાવનાઓનું જ પ્રતિબિંબ છે જો મહાવીરની મૂર્તિ મારામા તપ, સયમ, નિષ્પરિગ્રહ, વૈરાગ્યની ભાવનાઓ જાગ્રત કરી ન શકે તો મહાવીરની મૂર્તિનું મને ફળ શું ? વિવિધ પ્રકારના વિલાસને સૂચવતા શણગારોવાળી મૂર્તિ આવી ભાવનાઓ શી રીતે ઉપદેશી શકે તે કલ્પનાથી સમજાતું નથી ચાલુ રૂઢિને અગે આપણી આખોમા એટલો બધો વિકાર થઇ ગયો છે કે ભગવાનનુ જોવા જેવુ-નિહાળવા જેવું સ્વરૂપ આપણી સામે હોય ત્યારે તેની ઉપેક્ષા કરીએ છીએ અને ભગવાન પોતાનુ સ્વરૂપ બદલીને કોઇ દરબારનુ સ્વરૂપ ધારણ કરે ત્યારે તેના દર્શન કરીને આપણુ હૈડુ હરખાય છે તરતજમા પ્રક્ષાલન કરીને અગલુહણાથી સાફ કરેલી મૂર્તિનુ કદિ ધ્યાન દઇને દર્શન કરવાનો પ્રસગ સાધ્યો છે? આ પ્રસગે મૂર્તિમા જે તેજોમયતા દૃષ્ટિગોચર થાય છે તેની સરખામણી કોની સાથે કરવી ? ભગવાનની

દિવ્ય આત્મવિભૂતિનું મૂર્તિના આલંબનદ્વારા દર્શન કરવું હોય-ઝાંખી કરવી હોય તો મૂર્તિપૂજામાં પ્રયોજનની અતિશયિતાનો આમૂલ ત્યાગ થવોજ જોઈએ અહિં આપણે બધા એકજ ભ્રમણામાં લપટાયા છીએ. તે એ છે કે આપણે તીર્થંકરને રાજા સાથે સરખાવીએ છીએ અને તેથી રાજા આગળ જે પૂજન અર્ચન વિધિ કરવામાં આવે છે તેજ વિધિ પ્રભુમનક્ષ કરવા યોગ્ય છે એમ આપણે માનીએ છીએ, પણ અહિંજ મોટી ભૂલ થાય છે આપણા રાજાઓ જડ સંપત્તિના ભોક્તા છે, મહાવીર આદિ તીર્થંકરો દેવી સંપત્તિના ભોક્તા છે રાજાઓને અર્થસંગ્રહ કર્તવ્ય છે, ભગવાનને અર્થસંગ્રહ ત્યાજ્ય છે રાજામાં વિલાસ છે, ભગવાનમાં સન્યાસ છે આ બધા કારણોથી રાજા અને તીર્થંકરનું સન્માન એક સરખું ન હોય કોઈ સન્યાસી આપણે ત્યાં આવેલ હોય, તેના ઉપર આપણને બહુ ભક્તિ ભાવ હોય અને તેથી આપણે તેને કસબી કપડા પહેરાવીએ, હીરા મોતીની માળા પહેરાવીએ, માથે મુગટ પહેરાવીએ, અને આભૂષણોથી અલંકૃત કરીએ તો તે ઉચિત કર્યું ગણાય ખરૂં ? સન્યાસી આવા પૂજા સન્માનનો સ્વીકાર કરે ખરો ? કદિ નહિ આવું સન્માન અયોગ્ય જ ગણાય આવા માનનીય જનને તો ચંદનનું વિલેપન હોય કે સુગંધી પુષ્પોની માળા પહેરાવવાની હોય આવોજ ન્યાય તીર્થંકરની મૂર્તિપરત્વે કરવો ઘટે છે હું એમ નથી કહેતો કે મૂર્તિપર કાંઈ પણ લગાડવું જ નહિ કે ચઢાવવું જ નહિ, પણ આપણે આ વિષયમાં એ હદનીજ પ્રવૃત્તિ કરી શકીએ કે જેથી ભગવાનની મૂર્તિમાં રહેલી ભાવનાને હાનિ ન

મન જૈનમૂર્તિ ઉપર ચડાવવા લાયક ઉત્તમમા ઉત્તમ બે દ્રવ્ય લાગે છે એક ચદન અને બીજુ કુસુમ ચદન પ્રાચી નકાળથી બહુ પવિત્ર મનાતુ દ્રવ્ય છે ચદનમા રહેલી શીત ળતા અનુપમેય છે અને ફુલ જેવી તો અર્ચનયોગ્ય દુનિયામા બીજી એકકે વસ્તુ નથી એમ આખા જગતના સન્માન વ્યવહારોની સમીક્ષા કરતા માલુમ પડે તેમ છે મોતીની માળાઓ, હીરાના હાર કે સોના રૂપાના ઘરેણા કુસુમમાળા આગળ તુચ્છ છે હુ તો ભગવાનની મૂર્તિ એટલી પવિત્ર માનુ છુ કે જેન સાધુ સોના રૂપાના સ્પર્શથી અભડાય છે તેમ ભગવાનના સસારત્યાગનુ અને તેમણે પ્રરૂપેલ જૈનમાર્ગનુ રહસ્ય વિચારતા જૈનમૂર્તિ પણ આ દ્રષ્ટિબિંદુએ સોના રૂપાના સ્પર્શથી અભડાય છે ફુલ ઘણી સુદર અને ગરીબ તેમજ પૈસાદારને સુલભ વસ્તુ છે મહાપુરૂષને કઠે ફુલની માળા પહેરાવવાનો પ્રસગ આવે તો તે મોટુ સદ્ભાગ્ય ગણાય પણ આવી ફુલ જેવી દિવ્ય વસ્તુનો પણ જૈન કોમ જે દુરૂપયોગ કરી રહી છે તે જોઇ મારૂ અતઃકરણ બહુ દુખાય છે દુરૂપયોગ શબ્દ બહુ આકરો છે, પણ સુદર વસ્તુના સૌદયનો વિવેક કર્યા વિના મૂર્તિ ઉપર ખડકલો કરવામા આવે તે સુદર વસ્તુનો દુરૂપયોગ નહિ તો શુ કહેવાય ? શત્રુજ્ય ઉપર મૂળનાયક આદીશ્વર ભગવાનની મૂર્તિ ઉપર ફુલના થાળના થાળ વેરવામા આવે છે તે ભક્તિની ઘેલછા સિવાય બીજુ શું કહેવાય ? ગુલાબ કે ચમેલીનુ ફુલ મૂર્તિ ઉપર ચઢે તો ફુલ તેમજ મૂર્તિ ઉભય મનોહર લાગે, પણ ઉપરની પ્રક્રિયા એક પણ પક્ષે મનોહારિત્વની પુષ્ટિ કરતી નથી ફુલ સુદર છે, તેમજ

સજીવ છે એ વાત ભૂલી જઈને ફુલના ઢગલા કરીએ તો તેમા ધારેલો ધર્મ વિપરીત ભાવને પામે આ તો કુસુમ પૂજાની અતિશયતા વિષે ઉલ્લેખ થયો બાકી મૂર્તિ ઉપર ચદન અને કુસુમ સિવાય અન્ય કશા અલકારો ચઢાવવામા મને તો જરા પણ ઔચિત્ય દીસતુ નથી આપણી આગી ચઢાવવાની પદ્ધતિમા આપણે મોટે ભાગે આપણા પડોશી વૈષ્ણવમદિરનુ અનુકરણ કીધુ જણાય છે આગીની રચના થતા મૂર્તિમા કાળવૈષમ્ય ઉભુ થાય છે તે પણ વિચારવા જેવુ છે અત્યારે જે મુગટો ચઢાવવામા આવે છે તે મોગલાઇ ઘાટના હોય છે મહાવીર કે આદીશ્વરના સમયમા એવા મુગટ નહોતા અત્યારે થતી આગીની રચના ઘણીવાર ઉપહાસ્ય યોગ્ય બની જાય છે પ્રભુની મૂર્તિ ઉપર જાકીટ, કબજો, કોલર આદિની રચના કરવામા આવે છે અને ઘણી વાર નેકટાઇની આકૃતિ પણ કાઢવામા આવે છે આગી ઉપર ઘડિયાળો ટાગવાનો રીવાજ ગામેગામ અને શહેરેશહેર પ્રચલિત છે ભવિષ્યમા અગ્રેજની ટોપી પણ મૂર્તિના માથે કયા ન ચડે ? વીતરાગની મૂર્તિ ઉપર આવુ બધુ નાટક ભજવાય તેમા ધર્મ કે સન્માનની સભાવના શી રીતે થાય આ બધુ તદ્દન બાલીશ છે પણ કેટલાક વિચારકો એવી દલીલ રજુ કરે છે કે બાળજીવોને આવો ભભકો ગમે છે અને તેવો ઠાઠમાઠ કરવામા આવે તોજ તેઓની મૂર્તિ પૂજામા રતિ ટકી શકે તેમ છે, તેથી તેમની ખાતર ચાલુ પદ્ધતિ ટકાવી યોગ્ય છે આ દલીલ વજુદ વિનાની છે મૂર્તિપૂજાના નિયમો બાળજીવનની દૃષ્ટિએ ઘડવાના ન મને ગમે ... ેની મૂર્તિમા દાખલ કરૂ એટલે

લઘુતાનો મારા ઇષ્ટદેવમા આરોપ કરવાનો પ્રયાસ કર્યો ગણાય ? વળી શું ક્રિશ્ચિયનોમા બાળજીવો નહિ હોય ? શિવલિંગના પૂજારી બ્રાહ્મણોમા બાળજીવો નહિ હોય ? આ બધાને ક્રાઇસ્ટ કે શિવલિંગ ઉપર અનાદર આવતો હશે ? બાળ જીવનની ભાવના ઉચી કરો બાળજીવોજ કહેશે કે આ બધો ઠાઠમાઠ ન જોઇએ વસ્તુત વણીકવૃત્તિનો એ સ્વભાવિક દોષ છે કે તેને ભભકો-ઠાઠમાઠ બહુ ગમે છે "વરઘોડે વાણીયો" એ કહેવત કાઇ નવીન નથી જૈન ધર્મ ઉપર વણિકવૃત્તિનુ નિયત્રણ થતા ધર્મ વ્યવહારો ઉપર પણ વણિકવૃત્તિની છાયા ફરી વળે છે આ વિષયમા ઉચિત અનુચિતનો યોગ્ય વિવેક કરી આપણા વીતરાગને નિષ્પરિગ્રહિત્વ પાછુ અપાવવું એ ધર્મ આપણને પ્રાપ્ત થાય છે

એ ખરૂ કે પ્રાચીન કથાઓમા મૂર્તિના આભૂષણ તેમજ પ્રશોભનને લગતા ઉલેખો જોવામા આવે છે, આમ છતા પણ જૈનધર્મે પ્રરૂપેલી મૂર્તિપૂજાનુ સ્વરૂપ વિચારતા આભષણ કે શણગારને આપણા પ્રભુની મૂર્તિમા જરા પણ અવકાશ હોય એમ મને બુદ્ધિથી બેસી શકતુ નથી

કેટલાએક એમ કહે છે કે આપણે તીર્થંકરની જુદી જુદી અવસ્થાની ભાવના વડે પુજા કરવાની છે અને કરીએ છીએ તેમનુ પ્રક્ષાલન તે તેમની બાલ્યકાળની પૂજા છે, તેવીજ રીતે મૂર્તિનો વિવિધ શણગાર તે તેમની રાજ્યાવસ્થાનુ પૂજન છે મને તો આ માત્ર તર્ક લાગે છે જો કે

અને તો ભગવાનની પૂર્ણતાને પામેલી મહા ત્યાગી સન્યાસી યોગીની દશાની પૂજા સિવાય અન્ય કોઇ અવસ્થાની પૂજા અંગીકાર્ય લાગતી નથી, કારણ કે મૂર્તિપૂજા જે દેવની તે મૂર્તિ હોય તે તે દેવની જુદી જુદી અવસ્થાની પૂજા અર્થે નથી પણ તે મૂર્તિમા રહેલ મુખ્ય આદર્શનીજ પૂજા છે, તો પણ જુદી જુદી અવસ્થાઓ પૂજા યોગ્ય સ્વીકારતા પણ એક વાંધો આવીને ઉભો રહે છે અને તે એ કે તે તે અવસ્થાને યોગ્ય ઘાટની મૂર્તિ સિવાય તે તે અવસ્થાનુ પૂજન અયોગ્ય લાગે છે જો બાલ્યકાળની પૂજા કરવી હોય તો પ્રભુની મૂર્તિ બાળક જેવી બનાવવી જોઇએ પર્યંકાસન કે ખડગાસન બાળકમા સભવી શકે નહિ જો રાજ્યાવસ્થાની પૂજા કરવી હોય તો મૂર્તિનો ઘાટ પણ રાજા સિંહાસન ઉપર બેઠેલ હોય તેવો જોઇએ રાજા સિંહાસન ઉપર પગ ઉપર પગ ચઢાવી ને, હાથ ઉપર હાથ મૂકીને ધ્યાનસ્થ દશામા બેઠેલ ન હોય આ પ્રમાણે વિચારતા ઉપર જણાવેલો તર્ક તદ્દન કાલ્પનિક હોવાનુ સિદ્ધ થાય છે મૂર્તિનુ આવુ અલકરણ આપણે વૈષ્ણવો પાસેથી શિખ્યા હોઇએ એમ મને લાગે છે પણ જો એમ હોય તો આપણે આ બાબતમા પણ માત્ર અધ અનુકરણ જ કીધુ જણાય છે વૈષ્ણવો રામ કે કૃષ્ણને શણગારે છે તેને તો કારણ છે રામ કે કૃષ્ણને તેઓ દેવ માને છે, પણ કાઇ ત્યાગી કે સન્યાસી કલ્પતા નથી તેઓ રાજા જ છે અને તેમા કૃષ્ણને રાધાનો અને રામને સીતાનો સહચાર છે, આ રીતે રામ યા કૃષ્ણનુ પ્રશોભન અસ્થાને ન ગણાય, જ્યારે મહા તપસ્વી ભગવાન મહાવીરનુ અલકરણ પરસ્પર વિરોધી ભાવને

ઉપસ્થિત કરે છે કોઇને એમ ઓછુ આવી જાય કે જો બધા શણગારો લઇ લઇએ તો પછી ભગવાન ભિક્ષુક જેવા લાગે! આવો ખ્યાલ ઉદ્ભવે તો તે એટલુ સિધ્ધ કરવાને બસ છે કે આપણે નામના જૈન છીએ, જૈન દર્શનની ઉગ્ર ભાવના હજુ આપણા આત્માને સ્પર્શી નથી. મહાવીર ભિક્ષુક દેખાય છતા પણ રાજાના રાજા કરતા મહાવીરનુ મહત્વ આપણને સવિશેષ લાગે તોજ મહાવીરના આપણે ઉપાસક કહેવાઇએ મહાવીરની મૂર્તિમા રાજ્યસમૃદ્ધિ ઉપર સન્યાસના દિગવિજયનો દિવ્ય સદેશ રહેલો છે આ વિશિષ્ટતાને સદૈવ પ્રતિપાદન કરતી ભગવાન મહાવીરની મુર્તિ ઉપર શણગારો રચીને આપણે આપણી તે મૂર્તિમાથી તે વિશિષ્ટતા ખસેડી નાખે છે, અને જાણે શણગારવા યોગ્ય નાનુ બાવલુ ન હોય તેવી દશામા તે મૂર્તિને પહોચાડી છે, જે મૂર્તિનુ દર્શન જૈનસમાજનો ઉદ્ધાર કરી શકે તેજ ઉદ્ધાર આજ જૈન સમાજને કરવાનો અતિ આવશ્યક ધર્મ પ્રાપ્ત થયો છે કે જૈનબધુઓ સારાસારનો વિવેક કરી આ વિષયમા સત્વર ફેરફારો કરવા ઉદ્યુક્ત બનશે

## જૈન મદિરોની વિશેષતા જૈન મદિરનો આદર્શ

## (૯)

આ વખતે જૈનમદિરની સમાલોચના કરીએ હિંદુસ્થાન અનેક તીર્થોની ભૂમિ છે, અને નાના મોટા અસખ્ય મદિરોથી વિભૂષિત છે મૂર્તિપૂજાનો પ્રચાર હિંદુસ્થાનમા છે તેટલો કોઇ ઠેકાણે નથી અને તેથી હિદુસ્થાનમા ફરતા

જેટલા મંદિરો નજરે પડે છે તેટલા અન્ય દેશોમા જોવામા આવતા નથી, આપણા શિલ્પશાસ્ત્રનો આટલો બધો વિકાસ કરાવવામા દેવમંદિરોનો મોટો ફાળો છે, આપણે આપણા ઘર તો ગમે તેવાં હોય તો ચલાવી લઈએ, પણ મંદિર તો સુન્દર જ હોવું જોઇએ કે જ્યા જે કોઇ જાય તેને વિશ્રાન્તિ મળે અને આનંદ પ્રાપ્ત થાય આ આપણો પૂર્વકાળનો ખ્યાલ છે, મંદિરનું બાંધકામ બીજા મકાનોથી ઘણી બાબતોમા બહુ જુદું પડે છે અને તેથી કોઇ પણ ગામમા કે શહેરમા ફરતા દેવમંદિર તરફ સૌ કોઇની પહેલી નજર જાય છે મુસલમાનના દેવસ્થાનને મસજીદ કહેવામા આવે છે હિંદુઓના દેવસ્થાનને મંદિર કહેવામા આવે છે, ખરી રીતે મસજીદ દેવસ્થાન નથી, પણ પ્રાર્થના સ્થાન છે આપણા દેશમા અનેક મંદિરો તેમજ મસજીદો છે કે જે અસાધારણ બાંધકામ, કોતરકામ કે સુશોભનના કારણે જગતમા બહુ પ્રસિદ્ધિને પામેલા છે અને જેને જોવા માટે દેશ દેશના લોકો અહિં ખાસ આવે છે ખ્રીસ્તીના દેવળો મસજીદ અને મંદિરથી તદ્દન જુદા ઘાટના હોય છે આપણા દેશમા ખ્રીસ્તીના દેવળો પ્રમાણમા બહુ થોડા છે, પણ તેમા કેટલાંક બહુ ભવ્ય અને ખાસ જોવા લાયક હોય છે મસજીદ અને મંદિરના ઘાટમા મોટો તફાવત એ હોય છે કે ઘણું ખરૂ મસજીદને ઘુમ્મટ હોય છે અને મંદિરને શિખર હોય છે મસજીદ ઘુમ્મટને લીધે ગંભીર અને ભયાનક લાગે છે, મંદિર શિખરને લીધે ભવ્ય અને રમણીય લાગે છે મસજીદમા જનાર ઇશ્વરની અગાધ સત્તાનો ખ્યાલ પામી નમ્ર અને દિગમૂઢ બની જાય

છે, મંદિરમાં જનાર ઇશ્વરના અનન્ત પ્રેમસ્વરૂપને અનુભવ પામી આત્મિક આનન્દ અને શાંતિમાં લીન બને છે હિંદુસ્થાનના જુદા જુદા પ્રાન્તમાં આવેલ મસજીદોના બાંધકામમાં જેમ ફેર પડતો દેખાય છે તેમ અને તેથી પણ વધારે મંદિરોના બાંધકામમાં અને ઘાટમાં તફાવત નજરે પડે છે ગુજરાત કાઠિયાવાડના મંદિરો મથુરા કાશીના મંદિરોથી જુદા પડે છે, બિહારમાં આવેલ મંદિરો વળી જુદા ઘાટના હોય છે અને મદ્રાસ ઇલાકામાં આવેલા મંદિરો તો સૌથી જુદી જ પ્રતિના દેખાય છે દક્ષિણ હિંદુસ્થાનના મંદિરોની આકૃતિ મૂળમાંથી ઉત્તર હિંદુસ્થાનના મંદિરોથી ભિન્ન પ્રકારની જણાય છે ઉત્તર હિંદુસ્થાનના મંદિરોમાં જે ભાગમાં મુખ્ય મૂર્તિ હોય છે તે ભાગની ઉપર એટલે ઘણું ખરૂ મંદિરના મધ્ય ભાગ ઉપર જ મોટું શિખર કરવામાં આવે છે, જ્યારે દક્ષિણ હિંદુસ્થાનના શિલ્પમાં આવા શિખરને બીલકુલ સ્થાન નથી પણ મંદિરનું પ્રવેશદ્વાર (દરવાજો) હોય તે ઉપર શિખર માફક પણ જુદા જ ઘાટનું આકાશચુંબી બાંધકામ કરવામાં આવે છે જેને ગોપુર તરીકે ઓળખવામાં આવે છે તેનો મધ્ય ભાગ તો સાદો સપાટ અગાશી જેવો હોય છે આ શિખર તેમજ ગોપુરની ઘટના ખાસ જોવા જેવી અને સમજવા જેવી હોય છે પ્રથમ તો તેનો ઘાટ જોતાં સહજ સમજાય તેવું છે કે આ શિખરો અને ગોપુરો ઉન્નત ગિરિના શૃંગોના રૂપક છે સપાટ પૃથ્વીમાં જે સ્થાન ગિરિ પર્વતોને છે, તે સ્થાન ગામ નગરમાં મંદિરોને પ્રાપ્ત થાય છે અને તેથી મંદિરોના ઘાટ પર્વતોના

ઘાટ ઉપરથી ઉતારવામા આવ્યા છે જેમ નાના મોટા ટેકરાઓની હારથી પર્વત મનોહર લાગે, તેમ નાના મોટા શિખરો અને ઘુમ્મટોની પરંપરાથી મંદિર મનુજ હૃદયમા ભવ્યતાનો ભાન ઉત્પન્ન કરે છે આ રીતે શિખરો અને ગોપુરોમા કરવામા આવતી ચિત્ર વિચિત્ર રચનાથી હિંદુના મંદિરો મુસલમાનોની મસજીદો કરતા વિશિષ્ટ શોભાને ધારણ કરી રહેલ છે આ શિખરો અને ગોપુરો શિલ્પની ચોક્કસ ગણતરીથી બાધવામા આવે છે અને જે ધર્મને આશ્રયીને તે શિખરો અથવા ગોપુરો બાધવામા આવેલ હોય, તે ધર્મના સર્વ દેવ દેવીઓની નાની મોટી મૂર્તિઓ તેમજ નાના મોટા કથાનકો આની અંદર કોત રવામા આવે છે આવીજ રીતે મંદિરના અન્ય વિભા- ગોની પણ ચિત્ર વિચિત્ર રીતે ઘટના કરવામા આવતી હોઈને, આપણું મંદિર કળાનો સુન્દર નમુનો અને ભક્તિનુ રમ નિકેતન બને છે મંદિરની ઘટનામા ખાસ એ સમ વા જેવુ છે કે—જેવી રીતે વર્તુળની ધરી ઉપર આવેલ રેક બિન્દુ આપણને મધ્ય બિન્દુ તરફ લઈ જાય છે તેવી રીતે મંદિરના નકશાની સર્વ રેખાઓ મધ્ય પ્રદેશમા આવેલી મુખ્ય મૂર્તિ સાથે સંધાયલી જણાય છે, અને થી મંદિરમા કોઈ પણ પ્રવેશ દ્વારેથી પ્રવેશ કરતો ણુસ જાણ્યે અજાણ્યે મુખ્ય મૂર્તિ તરફ જ ખેચાતો છે મંદિરમા પ્રતિષ્ઠિત દેવ અને મંદિરમા પ્રવેશ કર ર મનુષ્યોને આવી રીતે ગુરુત્વાકર્ષણ જેવા બંધનથી ધી લેનાર પ્રાચીન કાળના મંદિરોની બાધણીની આજ ઉપેક્ષા થતી જોવામા આવે છે, અને મંદિરમા ...

નારનું આસપાસ ચિત્ત ખેચાઈ જાય-દોળાઇ જાય તેવી બાધણી તેમજ રચના કરવામા આવે છે તેથી ઇષ્ટ દેવ સાથે ભક્ત જનને કોઇ પણ જાતના અન્તરાય સિવાય જોડી દેવાનો હેતુ અસિદ્ધ બને છે આ બાબત તરફ સૌ કોઈનુ લક્ષ ન્હું ઘટે છે

આપણે આગળ જણાવી ગયા કે આપણા દેશમા કળાના વિવિધ સ્વરૂપને મૂર્તિમન્ત કરતા અનેક ધર્મીઓના અનેક મદિરો છે, અને તેથી આપણા લોકોનો ભક્તિભાવ નિરતર પોષાતો રહે છે, હિન્દુઓના સુન્દર મદિરો જોવા હોય તો વૃન્દાવન, મથુરા, ગયા, દ્વારિકા આદિ સ્થળોએ જવુ પજાબમા શિખ લોકોના મદિરો પણ બહુ રમણીય હોય છે, પણ આ બધાને ટક્કર મારે તેવા દક્ષિણ હિંદુસ્થાનના મદિરો છે આ મદિરો બહુ પુરાતની છે એક નાનુ ગામડુ વસે એટલી જગ્યા એક એક મદિર રોકે બાધકામ ઘણાજ ગજાવર, અને વિવિધ દેવી દેવતાઓના કોતરકામ કળાની દૃષ્ટિએ અનુપમ લાગે, એક એક મદિરમા આખુ પુરાણ ભર્યું જણાય, નાની કે મોટી મૂર્તિ દરેક એવી પ્રમાણ અને સૌમ્ય મુદ્રાવાળી દેખાય કે જોનાર સાનદાશ્ચર્ય બન્યા 'વિના ન રહે આ બધા મદિરોમા આપણા જૈનમદિરો શું સ્થાન છે? આ પ્રશ્નોનો વિચાર કરતા પ્રસ્તુત વિષયની સમીપ પહોચીશું જૈનોના મદિરો હિંદુસ્થાનના અન્ય ધર્મીઓના મદિરો સાથે સરખામણીમા ઉભા રહી શકે તેવા છે, એટલુ જ નહિ પણ કેટનીક રીતે તેઓથી ચઢિયાતા છે શત્રુજય, ગિરનાર,

આબુ, તારંગા, કુંભારવાડા, રાણકપુર વિગેરે સ્થળોમા આવેલા મદિરો જગતનુ પરમ આશ્ચર્ય છે અમદાવાદ, પાટણ જામનગર આદિ શહેરોમા આવેલા કેટલાક દેરાસરો પણ સુન્દરતા કે ભવ્યતામા ઉતરતા નથી કેટલાક મદિરો બાધકામમા, તો કેટલાક કોતરકામમા, કેટલાક મદિરો બાહ્ય સુશોભનમા, તો કેટલાક મદિરો સુન્દર મૂર્તિઓના પ્રતિષ્ઠાનમા આમ જુદી જુદી રીતે વિશિષ્ટતાને ધારણ કરી રહેલ જૈન મદિરો હિંદના દેવમદિરોમા વિશિષ્ટ પદ ભોગવે છે આબુ રાણકપુરના મદિરો જોતા જૈનોનો વગા વિષયક શોખ આજ કાલ દેખાય છે તેવો અધ પતિત નહોતો—અર્થાત્ બહુજ ઉત્કૃષ્ટ પ્રકારનો હતો એમ સહેજે પ્રતીત થાય, છે જૈનોના મદિરોથી બાધકામ કે કોતરકામમા ચઢિયાતા હિંદુઓના કોઇ કોઇ મદિરો હશે, પણ એક બાબતમા જૈનોના મદિરો અન્ય મદિરોથી અધિકતા ધારણ કરી રહેલ છે અને તે એ કે જે સપ્રમાણ-સાદી છતા સુન્દર રચના જૈનમદિરની જોવામા આવે છે, અને તેમા પણ જે ચોખ્ખાઈ-સુઘડતા જૈન મદિરમા વ્યાપી રહેલી હોય છે તે સર્વ હિંદુઓના મદિરોમા બહુ ઓછા પ્રમાણમા જોવામા આવે છે કોઇ પણ જૈન મદિરમાં જાઓ તો આખો ઠરે અને આત્મા શાન્તિ પામે જૈનમદિરના અન્તર ભાગમા સુગધી દ્રવ્યોના ઉપયોગથી જે વાસ નિરન્તર વ્યાપી રહે છે તેના પમરાટથી કોઇ પણ આગન્તુક જન પ્રસન્ન થયા વિના ન રહે. આથી વિપરીત સ્થિતિ ઘણી વખત વૈષ્ણવ યા શૈવમદિરમા જોવામા આવે છે ખાસ કરીને દક્ષિણ હિંદુસ્થાનના સુપ્રસિદ્ધ મદિ

રોમા દાખલ થાઓ તો સહેજે અનુભવ થાય કે જ્યા ત્યા થી તેલ ઢોળાવાને લીધે પગ લપસી જાય તેલના દીવા મોટા પ્રમાણમા કરવામા આવતા હોવાથી આખા મદિરમા તેલની ગધ આ યા કરે એટલુ જ નહિ પણ મોટા બાધકામો બરોબર સાફસૂફ ન થતા જ્યા ત્યા પારેવા અને ચીડીયાના માળા હોય, જેની ચરકની ગધથી ઘણી વાર માથુ ફરી જાય આ રીતે પૂર્વજો અસાધારણ દ્રવ્ય ખરચી મોટા વિશાળ, અદ્‌ભૂત સુન્દર મદિરો બાધી ગયા તેની આપણા લોકોના હાથે આવી દશા થતી જોઈને કોઈને પણ ખેદ થયા વિના ન રહે સુન્દર વસ્તુનુ યોગ્ય રક્ષણ ન કરનાર સૌદર્યનુ અપમાન કરે છે આ રીતે વિચારતા આપણા જૈનબધુઓ આ વિષયના પ્રમાણમા ઓછા દોષપાત્ર છે એ આનદની વાત છે, છતા પણ મારવાડ મેવાડમા આવેલા તેમજ બીજા તીર્થોપર આવેલા કેટલાક બહુ સુન્દર મદિરોની આપણા જ ભાઈઓના હાથે ઉપેક્ષા થતી જોવામા આવે છે તે ક્ષમ્ય ન ગણાય આપણા જૈનમદિરો જે વિશેષતા જાળવી રહેલા છે તેને પૂર્ણ રાખવી તે આપણુ કર્તવ્ય છે આબુના મદિરો શિલ્પની પરાકાષ્ટા સૂચવે છે જૈનમદિરો શિલ્પના પરમ વિકાસના દ્યોતક છે જે હવા પ્રકાશની સુવ્યવસ્થા જૈનમદિરમા જોવામા આવે છે અને જે નાજુકતા જૈનમદિરના અગ ઉપાગમા અનુભવગોચર થાય છે, તે તેટલા પ્રમાણમા અન્યત્ર જણાતી નથી આ વ્યવસ્થા અને નાજુકતાનુ સરક્ષણ દરેક જૈનને કર્તવ્ય છે

મંદિરો કયા સ્થળે અને કેવા હોવા જોઇએ તેનો
હવે વિચાર કરીએ સામાન્ય રીતે મંદિરો છુટી જગ્યામાં
હોવા જોઇએ. જો જુના વખતના મંદિરો જોઇએ છીએ
તો માલુમ પડે છે કે મંદિરનું સ્વાભાવિક સ્થાન પર્વત,
નદીતટ, ઉપવન અથવા તો નગરનો ઉપાન્ત ભાગ હોય
છે મંદિર સંસારવ્યવહારની ઉપાધિથી શ્રમિત થયેલાને
શાન્તિ પામવાનું મુખ્ય સાધન છે અને તેથી ચોતરફની
શાન્તિ મંદિરને માટે અતિ આવશ્યક છે તેથી પર્વત,
નદીતટ કે ઉપવનની પસંદગી સ્થાને છે, પણ મોટી વસ્તી
વાળા શહેરો વધવા લાગ્યા, જો શહેર બહાર મંદિર હોય
તો દૂર પડવાના કારણે લોકો નિત્યઉપાસનામાં મન્દ પડે
અને તેના પરિણામે લોકોની ધાર્મિક વૃત્તિ શિથિલ પડે આવા
કારણથી નગરના મધ્ય ભાગમાં મંદિરો બાંધવાનો પ્રચાર
શરૂ થયો હશે એમ કલ્પના થાય છે. બહુ ધમાલવાળા
શહેરના મધ્ય ભાગમાં આવેલું મંદિર આવશ્યક શાન્તિ
ન જ આપી શકે, પણ "નહિ મામા કરતાં કાણો મામો
સારો," એ ન્યાયે જનસમાજની ભક્તિના પરિપોષણને
માટે મોટી બજારોની વચ્ચે પણ મંદિરો બાંધવાની પ્રવૃત્તિ
આદરણીય બને છે આમ છતાં પણ શહેરની અંદર આ-
વેલા મંદિરો જગ્યાની બહુ છુટ રાખી મોટો ગઢ કરી
બાંધવામાં આવતા હોય તો મંદિરો શહેર વચ્ચે હોવાનો
વિરોધ ઘણે અંશે દૂર થાય, પણ આવો વિવેક સર્વત્ર
જેવામાં આવતો નથી મુંબઈમાં પાયધુની ઉપર આવેલો
જૈન મંદિરોનો જથ્થો જુઓ તો સહેજે માલુમ પડે કે
આ મંદિરો ધમાલ અને અશાન્તિની દ્રષ્ટિએ મુંબઈના

બીજા માળાઓથી ઉતરતા નથી આની સાથે ભાયખાળાનુ મદિર સરખાવો તો સહજ ભેદ માલુમ પડે ભાયખાળાનુ મદિર મુબઇની બહાર ન ગણાય, છતા ચોતરફ જગ્યાની છુટ્ને લીધે ત્યા અમુક અશે બહુ સારી શાન્તિ અનુભવાય છે આ વિવેક અને આ ન્યાય જૈનોના સર્વ મદિરોને લાગુ પડે બનતા લગી ગામ બહાર છુટી જગ્યા શોધી નાજુક મદિર બધાવવુ વધારે યોગ્ય છે તેમા પણ ટેકરી કે નદિ-કિનારો હોય તો વધારે ઇચ્છવા યોગ્ય છે એ હમેશા ધ્યાનમા રાખવુ કે કુદરતી સૌન્દર્ય અને આત્મીય ભક્તિને બહુ નિકટનો સબધ છે, આથી જ વૈષ્ણવોએ મોટી નદીઓ અને જૈનોએ મોટા પર્વતોને તીર્થસ્થાન તરીકે સ્વીકાર્યા છે મોટુ વન હોય, ઝરણુ હોય, નદિ હોય, ટેકરા ટેકરી હોય—આવા કોઇ સ્થળે આવેલુ દેવમદિર સોનાની વીંટીમા હીરો જડાયા જેવુ લાગે આત્માનુ સ્વરૂપ શાન્તિમય છે, સુન્દર છે, તે બાહ્ય ઉપાધિઓથી ત્રાસે છે અને સસારના વિકૃત દશ્યોથી કલુષિત બને છે આ આત્માને બાહ્ય શાન્તિનો યોગ કરાવો અને બાહ્ય (કુદરતી) સૌન્દર્યનો સયોગ સધાવો આ સુયોગથી સહેજે આન્તરશાન્તિ તથા સૌન્દર્યનો ઉદ્ભવ થશે અને ભક્ત આત્મા આત્મકલ્યાણ સાધી શકશે.

હવે એક સાધારણ પ્રશ્ન વિચારીએ જૈનમદિર કેવુ હોવું જોઈએ ? સાદુ કે શણગારવાળુ ? જૈનમદિરમા વીતરાગ ભગવાનની મૂર્તિ વિરાજે છે, છતા સામાન્ય રૂઢિ-મદિરને બને તેટલુ શણગારવાની છે, તેથી ઉક્ત પ્રશ્ન જૈન મદિરના સબધે ખાસ ચર્ચા કરવા યોગ્ય બને છે જો

કૃષ્ણમંદિર હોય તો પ્રશ્નનો ઉત્તર બહુ સહેલો છે કે તે મંદિરમાં થતા શણગારને કૃષ્ણની ભાવના સાથે કશો વિરોધ નથી જૈનમંદિરની પરિસ્થિતિ એવી છે કે મૂર્તિ જુઓ તો વિરાગીની-સંન્યાસીની-નિષ્પરિગ્રહીની-ત્યાગીની અને મંદિર જુઓ તો શણગાર શોભાથી ભરેલુ આ રીતે ભાવના અને વ્યવહારમાં વિરોધ ઉપસ્થિત થતો દેખાય છે અહિં શું કરવું? આ વિરોધ યથાર્થ છે કે અયથાર્થ તેની યોગ્ય સમીક્ષા કરવી જોઇએ આનો એકદેશીય ઉત્તર આપવો અશક્ય છે આ પ્રશ્ન બે ભિન્ન દૃષ્ટિબિન્દુએ ચર્ચી શકાય તેમ છે અને તેના ઉત્તર રૂપે બે ભિન્ન નિર્ણયો પ્રાપ્ત થાય છે

એક તો ઉપર સંક્ષેપમાં જણાવ્યું તેમ વીતરાગ ભગવાનનું આવાસસ્થાન ત્યાગની ભાવનાને અનુરૂપ જોઇએ-એટલે કે જેવો સાધુનો ઉપાશ્રય હોય તેવું તીર્થંકરનું દેવસ્થાન જોઇએ વીતરાગનું મંદિર ત્યાગ, વિરાગ સંન્યાસનો બોધ આપી ન શકે અને જગતમાં વિલાસયોગ્ય સમૃદ્ધિનો ભંડાર બની જાય તો તે મંદિર વીતરાગનું મટી કોઇ સરાગી દેવતાનું બની જાય આ તો અનિષ્ટ ગણાય તેવી જૈનમંદિર તો જેમ બને તેમ સાદું હોવું જોઇએ, ત્યાં ભપકો કે શણગારનું નામ ન જોઇએ જૈનમંદિરમાં કરવામાં આવતી શોભા ભગવાન અને ભક્તને એકતા સાધવામાં આવરણ રૂપ બને છે તે ત્યાગવી જોઇએ, મંદિરમાં દાખલ થતા ભગવાનની મૂર્તિ સિવાય એવું અન્ય કશું પણ દે... ન જોઇએ ... આગન્તુકની દૃષ્ટિ ભગવાનને જોતી

વસ્તુપર જશ પણ ઠરવા પામે. ભગવાન મહાવીર આદિ તીર્થંકરોએ મનુષ્ય જીવનનો જે આદર્શ નકિક કર્યો તેનું પ્રતિબિંબ તેમના મંદિરમાથી પ્રાપ્ત ન થાય તો તે મંદિરનો અર્થ શુ ? માટે જૈનમંદિરમા સાદાઇની અપરિહાર્ય આવશ્યકતા છે

આ એક પક્ષ થયો, અન્ય પક્ષ એમ વિચારે છે કે જિનમંદિર તીર્થંકરનુ નિવાસસ્થાન છે એ કલ્પના ઉચિત નથી, અને તેથી સાધુના ઉપાશ્રય અનુસાર જિનમંદિરની ઘટના કરવાનો વિચાર યોગ્ય નથી દેવમંદિર એ ખરી રીતે દેવમંદિર નથી પણ સમાજમંદિર છે, એટલે કે સમાજે મળીને તૈયાર કરેલુ છે કે જેમા ભગવાનની પ્રતિષ્ઠા કરવામા આવે છે હવે જેમ આપણે ત્યા કોઇ મહાત્મા કે સંત આવે તો તેમના આદર સન્માન નિમિત્તે ઘર શણગારીએ તેમા કંઇ ખોટ કરતા નથી ઉલટુ આપણને તે વિધિ ભક્તિધર્મરૂપે પ્રાપ્ત થાય છે, તેમજ સમાજ ભગવાનને પોતાના મંદિરમા નિમન્ત્રણ આપવા માગતી હોય તો સમાજનુ અવશ્ય કર્તવ્ય છે કે ભગવાનની મહત્તાને અનુસાર પોતાના મંદિરની યથાશક્તિ શોભા કરવીજ જોઇએ અહિ મંદિરની સંસ્થા સમાજમા કેમ ઉપસ્થિત થઇ તેનો વિચાર કરવો ઘટે છે દરેક વ્યક્તિ પોતપોતાને માટે પોતાના ઇષ્ટ દેવને યોગ્ય મંદિર બાંધે તેવી દરેકને સગવડ કે સમૃદ્ધિ ન હોય, તેથી તે તે ઇષ્ટ દેવના અનુયાયીઓને માટે કાતો કોઈ વ્યક્તિ મંદિર બંધાવીને તે અનુયાયી સંઘને અર્પણ કરે છે અથવા તો અનુયાયી

સઘ અદર અદર મળીને પોતાના ઇષ્ટ દેવનુ મદિર બધાવે છે હવે આ મદિરમા ઇષ્ટ દેવને આમત્રણુ કરવામા આવે છે, એટલે કે તેમની પ્રતિષ્ઠા કરવામા આવે છે, તેથી આગળ જણાવ્યુ તે ઉપપત્તિ અનુસાર સમાજે રચેલા મદિરનુ સ્વસ્થિત અનુસાર ઇષ્ટ દેવની માનભક્તિના કારણે યથોચિત સુશોભન કરવુ તે કર્તવ્ય રૂપે પ્રાપ્ત થાય છે આમા ઇષ્ટ દેવના ત્યાગ કે સન્યાસને જરા પણ બાધ આવતો નથી

આ રીતે બે પક્ષ ઉભા થાય છે, તેમાથી કોઇનો પણ ભગ કરવો મુશ્કેલ છે, પણ આ બન્નેનુ પ્રાચીન શિલ્પકારોએ બહુ સુન્દર રીતે સમાધાન કર્યુ જણાય છે, જે આબુજી અથવા રાણકપુરના મદિરો જોતા સહજ સમજાય તેવુ છે કેટલાક જુના દેવમદિરો બે ભાગમા વહેચાયલા જણાય છે રગમડપ અને ગર્ભાગાર જે કાઇ શોભા કરવાની હોય તે રગમડપમા કરવામા આવે છે. દેલવાડાના મદિરમા જે રગમડપ છે તે અલૌકિકતાનો ભડાર છે રાણકપુરનો રગમડપ પણ સુન્દર છે થોડાએક વર્ષો પહેલા બધાયેલ અમદાવાદના હઠીસીગ કેશરીસીગના સુપ્રસિદ્ધ મદિરમા પણ આ પ્રમાણે રચના કરવામા આવેલ છે પ્રાચીન કાળના મદિરોની ફરતો ગઢ હોય છે, ગઢની અદરના ભાગમા ગઢની કિનારીઓ હોય છે, વચલા ચોકમા મુખ્ય મદિર હોય છે મદિરના મોઢા આગલા ભાગમા રગમડપ હોય છે જે ઓળગી આગળ જતા મોટો ઓરડો આવે છે, [illegible] સન્મુખ ભાગમા મુખ્ય મૂર્તિ

પ્રતિષ્ઠા કરેની હોય છે આ ઓરડાને ગર્ભાગાર કહેવામા આવે છે રગમડપમા જાત જાતના કોતરકામ, શણગાર અને શોભાઓ કરવામા આવે છે, જ્યા પ્રગ ગોપાત મૂર્તિ ઓને લાવવામા આવે છે અને પૂજા તેમજ ગાયન, વાદન તવા નૃ યાદિ ઉત્સવો કરવામા આવે છે જૈનમન્દિર માફક અન્ય મદિરામા પણ મડપ તેમજ ગર્ભાગારની આવી ગોઠવણુ જોવામા આવે છે દક્ષિણ હિંદુસ્તાનના મદિરોમા મડપનો મહિમા વિશેષ છે મદુરામા આવેલ મીનાક્ષીના મદિરમા ૯૯૯ થાભલાનો મુખ્ય મડપ છે કજેવરમમા આવેલ મડપ મદિરથી તદ્દન નીરાળો છે ત્યાનુ કોતરકામ એવુ અદ્ભૂત છે કે લોકો તેને દેવકૃત માને છે રગમ- ડપને બને તેટલો સુન્દર બનાવવામા આવે છે જ્યારે ગર્ભાગારને બને તેટલુ સાદુ રાખવામા આવે છે, કારણ કે તે દેવોનુ ખરૂ નિવાસસ્થાન ગણાય છે ગર્ભાગારમા પૂજા, સ્તવન, ધ્યાન, ચિતન આદિ વિધેય છે ઉત્સવોની ધમાલને, અથવા વિવિધ તરહના શણગારને ત્યા સ્થાન નથી આ રચનામા ઉપર જણાવેલ બન્ને પક્ષનુ સમાધાન થતુ લાગે છે જ્યા દેવમૂર્તિને બેસાડવામા આવી હોય ત્યા બને તેટલી સાદાઇની જાળવણી અને શાન્તિની પુષ્ટિ કરવામા આવે છે જ્યા રગમડપ હોય છે ત્યા સમાજના ભક્તિપૂર્ણ ઉલ્લાસની પરિતૃપ્તિના સર્વ સાધનોની યોજના કરવામા આવે છે અને પરમાત્માનુ સર્વ પ્રકારે સમાજ બાહ્ય સાધનોવડે લૌકિક વ્યવહાર અનુસાર આદર સન્માન તથા ઉદ્યાપન કરે છે

## જિનમદિરના ચિત્રાચીત્ર અને પ્રશોભન

૧૦

મદિર સાદુ ગણવુ કે વિવિધ પ્રકારના શણગારથી સુશોભિત કરવુ તે વિષે ગયા લેખમા કેટલીક આલોચના કીધી, અને ઉભય પક્ષનો આપણા શિલ્પશાસ્ત્રમા શી રીતે સમન્વય કરવામા આવ્યો છે તે પણ તપાસ્યુ આ સર્વનો યોગ્ય વિવેક કરી આપણને શું ગ્રાહ્ય બને છે તેનો વિચાર કરવાનુ અત્ર પ્રાપ્ત થાય છે જો તદ્દન સાદા ઇનો પક્ષ કરીએ તો ધર્મદ્વારા કળાનુ પોષણ થતુ અટકે, ધર્મવૃત્તિના તર્પણ સાથે મનુષ્યની રસવૃત્તિને જે વિશુદ્ધ રીતે પોષણ મળે છે તે બધ થાય, અને સર્વ કોટિના જીવોને માટે મદિરમા જે આકર્ષણ શક્તિ રહેલી છે તે પણ મદ બને વળી જૈન મૂર્તિના શણગાર અને સુશોભન જે કારણોથી અનાદરણીય લાગે છે તે કારણો મદિરસુશોભનમા આડે આવતા નથી તદુપરાન્ત એ પણ સમજવાની જરૂર છે કે મદિરનો ઉદ્દેશ માત્ર ભક્તજનની તેના ઇષ્ટદેવ પ્રત્યે રહેલી ભક્તિને તૃપ્ત કરવામાજ પરિસમાપ્ત થતો નથી, પણ મદિરનો હેતુ વિધર્મીને ધર્મી બનાવવાનો અને ધર્મીને ધર્મબોધનુ નિરન્તર સિંચન કરી સવિશેષ ધર્માસક્ત બનાવવાનો હોય છે કોઇ પણ મદિરમા જઇએ અને તે મદિર જે ધર્મનુ હોય તેના રહસ્યની આપણને ઝાખી થઇ ન શકે તો તે મદિરનો હેતુ સર્વાશ સફળ બનતો નથી

અને આદર્શ ધર્મપુરૂષોના ચરિત્રોનો

ધર્મપરિણુત બનાવવામા બળવાન્ સાધન મનાય છે આ પરિચય જેટલી સરસ રીતે ચિત્રો અને કોતરકામ દ્વારા આપી શકાય છે તેટલો પુસ્તકોદ્વારા આપી શકાતો નથી, કારણ કે વાચવાનુ અને તે પણ આવાજ વિષયને લગતુ વાચવાનુ સમાજમા બહુ થોડા મનુષ્યોથી બને છે, જ્યારે જોવામા કોઇને તકલીફ પડતી નથી, ઉલટુ જ્યા જ્યા સુન્દર આલેખન કે કોતરકામ કરવામા આવ્યા હોય ત્યા ત્યા લોકો સહેજે ખેચાઇને જોવા જાય છે હવે આવા ધાર્મિક આલેખન અને કોતરકામને માટે ઉત્તમમા ઉત્તમ સ્થળ મદિર છે, માટે ઉક્ત પ્રકારના સુશોભનની આવશ્યકતા અને ઉપયોગિતા સહેજે સિદ્ધ થાય છે આપણા ઘણા મદિરામા એલાયચીકુમાર, બાહુબળી, નેમ રાજુલ, મહાવીર, પાર્શ્વનાથ, ઋષભદેવ આદિના ચરિત્ર વિભાગો આલેખાયલા હોય છે અને તે સૌ લોકો બહુ રસથી જુએ છે આ જેટલા વધારે સુદર અને ભાવનાવાહી હોય તેટલી વધારે ઉડી અસર લોકચિત્ત ઉપર થયા વિના ન રહે અને તેટલો વધારે રસ લોકોને તે બધુ જોવામા પડયા વિના ન રહે અજટામા કરવામા આવેલા હજારેક વર્ષ પહેલાના ચિત્રકામો જોવા માટે અત્યારે માત્ર અનેક બૌદ્ધધર્મીઓજ નહિ પણ કેટલાય મુસાફરો પણ આવે છે અને બુદ્ધચરિત્રનો મહિમા અન્તરના ઉનારે છે આ રીતે સુશોભનની સાર્થકતા સુસ્પષ્ટ છે આ પ્રશ્ન બીજા દૃષ્ટિબિન્દુએ પણ વિચારવો ઉચિત છે રમિક કળાઓ આપણી વિવિધ ભાવનાઓ તથા માનસિક તરગો પ્રગટ કરવાના તેમજ પોષવાના સાધનો છે આપણા

સામાન્ય જીવનમા જે પ્રકારની વાસનાઓના રાજ્ય ચાલી રહ્યા હોય છે તેનુ પ્રતિબિબ . આપણી ગૃહરચનામા દેખાય છે એ સાથે એ સમજી શકાય તેમ છે કે જો કે આપણી પવિત્ર ભાવનાઓ ને પાપે અને કુત્સિત વિકારોને મન્દ પાડે એવી આપણા ગૃહજીવનની રચના જોઇએ, છતા મનુષ્યોની સ્વાભાવિક નબળાઇઓ ધ્યાનમા લેતાં તેમજ મનુષ્ય ચરિત્રના ચિત્ર વિચિત્ર રગો જોતા આપણા ગૃહોમા એવુ ઉત્કૃષ્ટ પ્રકારનુ સુશોભન અને વાતાવરણ વ્યાપી રહેવુ અસભવિત લાગે છે આમ વિચારતા મનુષ્યની પવિત્ર ભાવનાઓને પોષવા માટે દેવમદિર જેવુ બીજુ કોઇ યોગ્ય સ્થાન લાગતુ નથી માટેજ દિવ્ય મનુષ્યોના દૈવી ચરિત્રોના આલેખનો દેવમદિરમા જેટલા સ્થાને લાગે છે તેટલા ગૃહસ્થના ગૃહમા દીપતા નથી આ પ્રકારની દેવમદિરની વિશિષ્ટતા વિચારતા વિવિધ કળાઓના વિશુદ્ધ સ્વરૂપના સરક્ષણ તેમજ સવર્ધનઅર્થે તેમજ વિવિધ રસોમા રહેલો પવિત્ર આનદ મનુષ્યજીવનમા નિરતર વહેતો રાખવા માટે દેવમદિરમા ચિત્રામણ, કોતરકામઆદિ સુશોભન આવશ્યક મનાય છે .

આ ઉપરથી સુશોભનના પક્ષનુ સમર્થન થાય છે, છતા સુશોભન કરવામા ઘણી જાતની વિવેકના જરૂર છે તે ભૂલવુ જોઇતુ નથી કેટલાક સુશોભન એવા હોય છે કે તે સાદાઇનીજ જાણે પુષ્ટિ કરતા હોય એમ લાગે આવુ સુશોભન આખુના મદિરોનુ છે આખો અજાઇ જાય અને છેવટે કટાળી જાય તે પ્રકારનો ભભકો આથી f

ગણાય આવુ સુશોભન શ્રી સિદ્ધાચળજી ઉપર આવેલ પુંડરીકસ્વામીના મંદિરનું કહી શકાય ત્યાં કરવામાં આવેલ રંગોની પુરવણી આંખોને આંજી નાખે છે અને તદુપરાન્ત બીજુ અનિષ્ટ પરિણામ એ આવે છે કે આગન્તુકજન ચિત્રોમાંજ રોકાઇ જાય છે અને આગળ જ્યાં જઇને તેને નમન કરવાનું છે ત્યાં જતાં બહુ વિલંબ કરી બેસે છે, આ સુશોભનમાં પ્રમાણભંગ થયો ગણાય મંદિરનુ સુશોભન મોટું રૂપું ભરીને તેમજ પ્રતિસ્પર્ધી બહુ વેગ રંગોની પુરવણી કરીને એવુ બનાવવુ ન જોઇએ કે જેથી જોનારનો આત્મા શાન્ત અને સમભાવી બનવાને બદલે અશાન્ત અને અસ્થિર બની જાય બીજી એ વાત પણ ધ્યાનમા રાખવી જોઈએ કે મંદિરમા ચોતરફ કરેલા સુશોભન મંદિરની મુખ્ય મૂર્તિ સમીપ લઇ જવાને બદલે ત્યાં જવામાં અન્તરાય રૂપ બને એટલુંજ નહિ પણ પોતાના તેજથી મૂર્તિના તેજને ઝાંખી પાડી દે તો તે સુશોભનમાં ઔચિત્યભંગ થયો ગણાય પુંડરીકસ્વામીની સામાન્ય રીતે સુન્દર ગણાય તેવી મૂર્તિ આસપાસના ભભકાદાર ચિત્રાંગણવી ઝાંખી-નિસ્તેજ પડતી લાગે છે આવી સ્થિતી ઇષ્ટ ન ગણાય જેમ વરરાજાના પ્રસાધનની રચના એવી કરવામાં આવે કે જેથી પ્રેક્ષક વર્ગ તેના ઘરેણાની જ ખુબી નિહાળવામાં રોકાઇ જાય અને તેની મુખમુદ્રા સામું નજર સરખી પણ ન કરે તો તે રચના અતિશયતાનું અવલંબન લેતી હોઇને દોષયુકત ગણાય, તેવી રીતે મંદિરની રચનામાં પણ વિવેક ભૂલાય તો દોષ ઉત્પન્ન થાય, જેની રસિક જન નહિ પણ ઉપેક્ષા કરી ન શકે

આ ઉપરાંત મંદિરમાં થતા ચિત્રામણમાં બીજો દોષ ઘણી વખત એ માલમ પડે છે કે આલેખનમાં આલેખાયલા પાત્રો મંદિરના પવિત્ર વાતાવરણને પુષ્ટ કરવાને બદલે દૂષિત કરે છે આવું ખાસ કરીને સ્ત્રીપાત્રોમાં બને છે ધનવાન ધન ખરચી ચિત્તમાં નિવૃત્તિ પામે છે કે પોતે બહુ પુણ્ય ઉપાર્જન કીધું, પણ કેટલીક વાર બને છે એવું કે તેના દ્રવ્યની સહાયથી થયેલા ચિત્રામણો પવિત્ર વિચારોને ઉત્તેજવાને બદલે ચિત્તવિકારોને ઉત્તેજવાના નિમિત્ત બને છે આમાં એક રીતે ચિત્રકારોનો દોષ છે ખરો, પણ આવા ચિત્રકારોને નિરંકુશ રીતે ચિત્રો ચિતરવા દેવામાં અથવા તો જ્યાં પોતાને ખબર પડતી ન હોય ત્યાં ધાર્મિક વૃત્તિના કલાવિદ્ સજ્જનોની સલાહ નહિ લેવામાં દ્રવ્ય ખરચનાર પણ દોષભાગી બને છે સદ્‌ભાગ્યે જગન્નાથપુરીમાં અને તેવાજ અન્ય વૈષ્ણવ મંદિરોમાં જે પ્રકારના બીભત્સ કોતરકામો જોવામાં આવે છે તેવા કોતરકામો કે આલેખનો જૈનમંદિરમાં કદિ પણ જોવામાં આવતા નથી અને તે જૈનોના સંયમપ્રધાન ધર્મનોજ પ્રભાવ છે, તો પણ આજકાલ આપણા મંદિરમાં થતા ખાસ કરીને સ્ત્રીપાત્રોના આલેખનો અમર્યાદિત અથવા તો આધુનિક કાળની કેટલીક નિર્લજ્જ વેશરચનાથી વિભૂષિત જોવામાં આવે છે જેની મુખમુદ્રામાં પવિત્રતાને બદલે માત્ર વિકારવિવશતાજ પ્રતીત થાય છે ઉંચી પ્રતિના ચિત્રકારોને આપણે રોકતા નથી અને હલકી પ્રતિના ચિત્રકારો ઘણું ખરૂં સ્ત્રી પાત્રો ચિતરવા માટે નાયકાઓની અને વેશ્યાઓની છબીઓનોજ ઉપયોગ કરે છે, કારણ કે તેઓના કલ્પનાકાશમાં પવિત્ર સતી સ્ત્રીઓ

મુદ્રાઓ કદિ ઉદ્‌ભવી શકતી નથી આપણા દ્રવ્ય ખરચ નારાઓની પણ ભાવનાઓ ઘણી વખત એવી અધ પતિત હોય છે કે તેઓ ઉપર જણાવેલા ચિત્રકામોથીજ સતોષ પામે છે ઘણીવાર તો યુરોપીય મડમોની આકૃતિ ઉપર ગુજરાતી પોશાક પહેરાવીને ચલવી લેવામા આવે છે

આવી બાબતોમા એકદમ ધ્યાન ખેચવાની જરૂર છે મદિરોમા ચિત્રકામ કેવું હોવુ જોઇએ તેનો ખરો ખ્યાલ ક્રીશ્ચિયનોના મોટા દેવળો કેથેડ્રલો જોવાથી આવી શકે આ દેવળોમા અથવા કેથેડ્રલમા ક્રાઇસ્ટના જીવનના સુંદર સુંદર વિભાગો બહુ કુશળ ચિત્રકારોને રોકીને એટલી સરસ રીતે આલેખાવવામા આવે છે કે ગમે તેવા તટસ્થ પ્રેક્ષકનું ચિત્ત પણ રજન પામ્યા વિના ન રહે પવિત્ર સ્ત્રીઓનો આદર્શ તેઓની દૃષ્ટિએ ક્રાઇસ્ટની મા મેરી છે અને તેથી આ મેરીની આકૃતિ જેટલી બને તેટલી પવિત્ર સૌમ્ય અને સુદર ઉપજાવવા પાછળ ક્રિશ્ચિયન ચિત્રકારોએ પુષ્કળ શ્રમ તથા ધન ખરચ્યા છે રાફેલ નામનો યુરોપમા એક બહુ મોટો ચિત્રકાર થઈ ગયો, તે ધાર્મિક ચિત્રો જ ચિતરતો તેણે મેરી અને ક્રાઇસ્ટના જે ચિત્રો ચિતર્યા છે તેની જોડના અત્યારે દુનિયામા મળવા મુશ્કેલ છે લીઓનાડો ડીવીન્ચીની ચિતરેલી મેરીની પ્રતિકૃતિ પણ બહુ અદ્‌ભૂત છે ક્રિશ્ચિય નોના દેવળોમા ભીંત ઉપર ક્રાઇસ્ટના જીવનના જુદા જુદા પ્રસગો આળેખવામા આવે છે એટલુ જ નહિ પણ મોટી કાચની બારીઓમા પણ કાચના કટકા ગોઠવીને સુદર આલેખનો ઉપજાવવામા આવે છે આવા આલેખનોમા નાના

મોટા દરેક પાત્રમા જે પવિત્રતા-દીનતા-ભક્તિનો અશ ઉતારવામા આવે છે તે દરેક જોનારના મન ઉપર બહુ આશ્ચર્યજનક અસર ઉપજાવ્યા વિના રહેતો નથી આપણા મદિરોમા સુશોભન કેમ કરવું તે બાબતમા ઉપર્યુક્ત ખ્રીસ્તી દેવળો જોવાથી બહુ ધડા મળે તેમ છે

આપણા મદિરના ચિતરામણ અને આલેખનની બાબતના એક બીજી બાબત પણ લક્ષમા લેવા જેવી છે આપણા દેશની ચિત્રકળા પશ્ચિમાત્ય કળાથી ઘણા અશોમા જુદી પડે છે પૌવાત્યકળાનું ધ્યેય વિવિધ ભાવોને રજુ કરવામા જ પર્યવસાન પામે છે ચિત્ર ચિતરીને જે ભાવ રજુ કરવાનો હોય તે ભાવ ચિત્રમા પ્રવેશ પામ્યો એટલે ચિત્રકાર પોતાનું કાર્ય પરિપૂર્ણ થયું સમજે છે વિવિધ ભાવોનું નિદર્શન કરવામા પ્રત્યક્ષને સાધનભૂત ગણી તેટલા પૂરતો જ તે પ્રત્યક્ષનો ઉપયોગ કરે છે, ચિત્રમા ભાવ ઉતર્યો તો પછી દૃષ્ટિના નિયમો પ્રમાણે ઉણપો રહી ગઇ હોય તો પણ તેની ઉપેક્ષા કરવામા આવે છે, અને ચિત્રમા ભાવ ન ઉતર્યો હોય તો તે ઉતારવા ખાતર દૃષ્ટિના પ્રતિબધક નિયમોનુ ઉલ્લઘન કરવામા પૌર્વાત્યકળાને જરા પણ વાધો આવતો નથી દરેક સ્થૂલ વસ્તુને દિવ્યતા આપવી, દરેક જડ વસ્તુમા ચૈતન્યનુ દર્શન કરાવવુ, દરેક દુન્યવી પાત્રોમા સ્વર્ગીયતાનો અનુભવ કરાવવો, આ પૌર્વાત્ય કળાનુ લક્ષ્ય છે પાશ્ચિમાત્યકળા આથી અન્ય માર્ગે જ વિચરે છે પાશ્ચિમાત્યકળા પ્રત્યક્ષ સ્થૂળની ઉપાસક છે જે જેવુ દેખાય તેવુ જ ચિતરવુ તે પાશ્ચાત્ય કળાનો અનુલ્લઘનીય નિય

કે પાશ્ચાત્ય કળા ઉચ્ચા ભાવોનુ નિરૂપણ કરવા પ્રયાસ કરતી નથી એમ કહી ન જ શકાય, પણ આ નિરૂપણ પાશ્ચાત્ય કળા મનુજદ્રષ્ટિની પરિમિત શક્તિના નિયમોની હદમા રહીને જ કરે છે આ ભેદ આપણા પ્રાચીન કાળના ચિત્રો તેમજ પાશ્ચાત્ય દેશના સુપ્રસિદ્ધ ચિત્રકારોનુ બારીક નિરીક્ષણ કરવાથી સમજી શકાય તેમ છે, પણ આવા ભેદાભેદનુ ભાન કોને છે? ઉચામા ઉચા રંગો મેળવી આખને આનદ થાય તેવા આકારો ઉભા થયા એટલે બસ આપણા ચિત્રકારો આપણી પ્રાચીન કળાનુ મર્મ ભૂલી ગયા છે તેઓ ચિત્રામણમા પાશ્ચમની જ નકલ કરે છે આપણા લોકો પણ પ્રાચીનકળાના રહસ્યને તદ્દન વિસરી ગયા છે, નહિ તો પાશ્ચાત્ય કળાનાજ પ્રતિબિંબ રૂપ રવિ વર્માના ચિત્રો આપણી સમાજમા આટલો બધો પ્રચાર પામત નહિ આ બાબતમા આપણા ઘરમા ગમે તેવા ચિત્રો ટાગીએ તેનો બહુ વાધો નથી, પણ આપણા દેવમદિરોમા આપણને વિવેક પ્રાપ્ત થવો આવશ્યક છે પૌર્વાત્ય શિલ્પના નિયમો અનુસાર પ્રાચીન ધાટના મદિરોમા જે પ્રકારનુ પવિત્ર વાતાવરણ વ્યાપી રહેલુ હોય છે તે આવો પશ્ચિમની બેહુદી નકલવાળા ચિત્રામણથી કલુષિત બને છે, આપણા મદિરમા નિરતર પ્રતિધ્વનિત થતુ સગીત આવા અવિવેકથી બેસૂર બને છે આ કલુષિતતાને દૂર કરવી—આ બેસૂરને એકસૂર બનાવવો તે આપણું કર્તવ્ય છે

આપણે પશ્ચિમની નકલ માત્ર ચિત્રામણમા કરીએ છીએ એટલુ જ નહિ પણ અન્ન સુશોભન તથા કોતરકામમા

પણ કરી રહ્યા છીએ આજ કાલના મદિરોમા કોરેલા દેવ દેવીઓને પાખો લગાડેલી જોવામા આવે છે જે આપણા દેવદેવીઓની શાસ્ત્રીય કલ્પનાથી તદ્દન વિરૂદ્ધ છે આપણે દેવ દેવીઓને સ્વશક્તિથી આકાશગામી માનીએ છીએ, ક્રિશ્ચિયનો તેમજ મુસલમાનો દેવ દેવીઓને અથવા તો ફિરસ્તા અને પરીઓને ઉડવા માટે પાખની આવશ્યકતા માને છે, પણ આ ભેદનો વિવેક આપણા અત્યારના શિલ્પીઓ ભૂલી જતા જણાય છે અત્યારે બધાતા મદિરોના કેટલાક વિભાગો ખ્રીસ્તીના કેથેડ્રલની બાધણીની જ નકલ કરનારા જોવામા આવે છે કેટલાક થાભલાઓ, ખુણીઆઓ, ટોચ ચર્ચ આકારમા રોમન ચર્ચની બાધણીને તદ્દન મળતા આવે છે આ બધામા પાદડા, ફળ કે ફુલના ગુચ્છા કોરવામા આવ્યા હોય છે, તેમા પણ આવી જ ચોરી કરેલી માલુમ પડે છે ઘણે ઠેકાણે ઘુમ્મટો મુસલમાનની મસજીદને મળતા ચણી દેવામા આવે છે આ બધુ આપણુ કળાવિહીનત્વ અથવા યોગ્યાયોગ્ય વિચારશૂન્યતા સિદ્ધ કરવા માટે બસ છે આજકાલ ઘણા મદિરોમા લાદીઓ જડવાનો પ્રચાર વધી ગયો છે આ પ્રચાર પણ એટલો જ નિન્દનીય અને ત્યાજ્ય છે આપણા મદિરમા આરસ અથવા સફેદ ચુનાનુ બાધકામ જેવુ શોભે છે તેવુ બીજા કશાથી સ્થાન લઈ શકાય તેમ નથી, લાદી પ્રમાણમા મોઘી અને આખને મોહાવે તેવી આકૃતિવાળી હોય છે એટલે આપણા લોકાનુ તે તરફ આકર્ષણ થાય તે સ્વાભાવિક છે, પણ લાદીઓ યુરોપમા બનાવેલી હોય છે તેમા આલેખેલા ફળ ફુલ તેમજ પ્રાણી વિગેરે યુરોપમા નિપજતા ફળ ફુલ અને પ્રાણીઓ ઉપરથી દોરવામા આવેલા

હોય છે, તેથી આપણા મદિરમા આ લાદીની પાથરણી કોઇ રીતે એકરૂપ થઇ શકતી નથી આ લાદીમા વાયોલેટ, લીલી દેખાશે, ગુલાબ કે કમળ જોવામા નહિ આવે, મનુષ્યની આકૃતિ હોય તો તે પણ રોમન સોટજર કે ગ્રીક રમણીનુ દર્શન કરાવે, રજપૂર્ત, શિખ કે આર્ય રમણી જોવામા નહિ આવે, આ કારણથી તેમજ આરસની ટકાવ તેમજ રગની બાબતમા લાદીથી અનેકગણી શ્રેષ્ટતા હોવાથી લાદીનો આપણા મદિરોમાથી સર્વથા બહિષ્કાર કરવાની જરૂર છે લાદી જે જે મદિરોમા જડવામા આવી છે તે જોતા આપણેને બે રીતે ખેદ થાય તેમ છે એક તો આપણે આરસ કરતા લાદીને પસદ કરી તેમા આપણી બુદ્ધિની કિંમત થાય છે, બીજુ આપણે આપણા મદિરોમા જે જાતની લાદી જે રીતે ગોઠવી તે ઉપરથી આપણી નકલીપણાનો આક નીકળે છે શ્રી શત્રુજય તીર્થ ઉપર પ્રવેશ કરતા શ્રી શાન્તિનાથજીના મદિર સન્મુખ ચોકમા જે લાદી પાથરી છે તેવી મેળ વિનાની, ઘાટ વિનાની અને રગની કોઇ જાતની પસદગી વિનાની ગોઠવણી બીજે ભાગ્યે જ જોવામા આવશે અને બીજા મદિરોમા પણ એક તાસકમા બદામ પસ્તા એલચી ચારોળીથી હકાયથી ભરપૂર ભરી હોય તેવી રીતે લાદી પાથરેલી જોવામા આવે છે આ બધુ જોઇને કોઇ પણ સમજુ માણસને ખેદ થયા વિના રહેતો નથી, જેને લાદી પાથરવી જ હોય તેને પશ્ચિમના મદિરો યા મકાનો જોતા માલુમ પડે કે લાદી વાપરવામા બુદ્ધિ તેમજ નિપુણતાને થોડો પણ અવકાશ છે ખરો મદિરમા લાદી ગોઠવવી તેનો નકશો કરવો જોઇએ અને નકશા અનુ

સાગ મદિરની સાદાઇ તેમજ શોભામા વૃદ્ધિ થાય તેમ લાદી ગોઠવવામા આવે તો આરમ્ત્યાગ કર્યાનુ કાઈક પ્રાયશ્ચિત થાય, બાકી આરસની જોડે કદિ લાદી આવીને ઉભી રહે એવી કલ્પના કરવી તે તો મિથ્યા જ છે

અહિં મદિરના સ્થૂળ સ્વરૂપનો વિચાર સમાપ્ત થાય થાય છે મદિરોમા કળાપોષણને કેવી રીતે અવકાશ છે, તે આપણે જોયું અને સાથે સાથે અત્યારના મદિરોમા ખોટી નકલ અથવા ભભકો કરવાની વૃત્તિએ કેટલુ નુકશાન પહોચાડ્યું છે તે પણ વિચાર્યું મદિરમા વિવેકપુર સગ સુશોભન કરવામા જરા પણ બાધ નથી એ પણ પરસ્પર વિરૂદ્ધ પક્ષની તુલના કરી સિદ્ધ કર્યું આમ છતા પણ નદા મદિરનો મહિમા ઓછો નથી એ કદી ધ્યાન બહાર જવુ ન જોઇએ સાદાઇના વીષયમા ઘણીવાર શિવમદિરો બહુ ધ્યાન ખેચે તેવા હોય છે કોઇ નદી નાળાને કીનારે, ટેકરા ટેકરીની તળેટીમા કે શિખર ઉપર, ગામના પાદરામા કે ધીચ ઝાડીના મધ્ય ભાગમા ઘણીવાર શિવલિગના બેઠા ઘાટના નાના મદિરો જોઇ આનદ થાય છે મદિરમા શિવલિંગ સીવાય બીજુ કાઈ નહિ, જે આવે તે દર્શન કરી જાય, જપ, ધ્યાન, પ્રાણાયામ, સમાધ કરવામા જરા પણ અડચણ કરે તેવુ એક પણ તત્ત્વ ન હોય શાન્તિ તો ઠાસી ઠાસીને ભરી હોય એમ લાગે, આવા અભગ દ્વારવાળા જૈનમદિરો આપણે મદિરનુ પરિગ્રહ પ્રમાણ વધારી દઇને વિરલ બનાવી દીધા છે જે આનદ, શાન્તિ, અલૌકિકતા સહેસાવનની તાની દેરીમા કે શિખરજીના પાર્શ્વનાથના મદિરમા છે

લોયણીજી, પાનસર કે કલકત્તામા આવેલ બદ્રિદાસજીના મદિરમા નથી આવાજ ઉદેશથી શહેરમા મોટા મોટા મદિરો પડેલા હોય, છતા ગામબહાર એકાત સ્થળમા નાની દેરી કન્નાનો કે નાજુક સાન દેવમદિરો બધાવવાનો રીવાજ ઘણે ઠેકાણે જોવામા આવે છે જેને ઘણે ઠેકાણે 'દાદા જીની વાડી' નુ નામ આપવામા આવે છે આ રીતે જોતાં મદિર સુશોભન આદરણીય હોવા છતા, એકજ બાજુ ખેચાઇ જવુ ઉચિત નથી, એ લક્ષમા રાખવા વિવેકી જૈન બધુઓને વિજ્ઞપ્તિ છે

## જિનમદિરમખ્યાબધ મૂર્તિઓ પરઘર અષ્ટ-પ્રકારી પૂજા.

(૧૧)

મદિરમા મૂર્તિ કેટલી હોવી જોઇએ એ પ્રશ્નની ચર્ચા અહિં અસ્થાને નહિ ગણાય મૂર્તિપૂજાનો દેશમા મહિમા વધ્યો તે સાથે મૂર્તિઓ ઘડાવવાની અને મદિરમા મૂર્તિઓ બેસાડવાની વાતને પણ સવિશેષ મહત્ત્વ અપાવા લાગ્યું જે મદિરમા મૂર્તિઓ વધાર એમ મદિરનુ આકર્ષણ વધારે ગરીબમા ગરીબ શ્રાવક પણ એક મૂર્તિ જિનમદિરમા બેસાડના મન કર અને શકિત હોય તો તે મનોરથ પૂરો કર્યા વિના ન રહે ધાર્મિક દૃષ્ટિએ અથવા તો કર્મકાડના જ્યા ફળ વર્ણન કરવામા આવ્યા છે તે દૃષ્ટિએ મૂર્તિઓ વધારવાને કે મદિરમા બને તેટલી મૂર્તિઓ ગોઠવવાને ગમે તેટનુ મહત્ત્વ આપવામા આવ્યું હોય પણ જ્ઞાની

દૃષ્ટિએ વિચારતા આ સબંધમા બહુ વિવેક કરવાની જરૂર જણાય છે મંદિરની મૂળ રચના વિચારતા મને તો મંદિરના મુખ્ય ગર્ભાગારમા એકથી વધારે મૂર્તિને સ્થાન હોય એમ સમજાતુ નથી પ્રાચીન કાળના મંદિરો જોઇએ તો આ વાત સહેજે સમજાય એમ છે ગિરનારમા નેમનાથ, શત્રુંજયમા આદિનાથ કે આબુમા ઋષભદેવજીના મંદિરની રચના વિચારીએ તો મુખ્ય મંદિરમા એકજ મૂર્તિને સ્થાન હોય એમ લાગે છે આ ઉપરથી હુ એમ નથી કહેવા માગતો કે આખા મંદિરમા એકજ મૂર્તિ જોઇએ, પણ મારો કહેવાનો આશય એ છે કે-એક દેવઘરમા (પછી તે મુખ્ય ગર્ભાગાર હોય કે નાની દેરી હોય) એક જ મૂર્તિ હોવી જોઇએ કોઇ પણ જાતના પ્રમાણ સિવાય એક સાથે સખ્યાબધ મૂર્તિઓને કોઈ મંદિરમા બેસાડવામા આવે છે ત્યારે તે મંદિર મંદિર મટી સંગ્રહસ્થાન (Museum) નું સ્વરૂપ ધારણ કરી બેસે છે આથી લોકોનો મૂર્તિની બહુલતાપર ઉભો થયેલો વ્યામોહ તૃપ્ત પામે છે, પણ બીજો કશો લાભ થતો નથી પાચ કે પદર મૂર્તિઓને એક પાટ ઉપર બેસાડી તેમા એકને મૂળનાયક બનાવવામા આવે તે મારી દૃષ્ટિએ ચોવીશ તીર્થંકરમા અન્ય સર્વને ગૌણ બનાવી, અમુકને વિશેષતા આપવા જેવુ છે આમા ન્યાય કે ઔચિત્ય સચવાતુ નથી મૂળ નાયકની પૂજા પાછળ ધમાલનો વારંવાર નજરે પડતો દેખાવ હાસ્યાસ્પદ બને છે આમ અન્ય મૂર્તિઓની ઉપેક્ષા કરીને મૂળનાયકની પૂજામા જ મુખ્ય સ્થાનધર્મ, આવે તે રૂઢિના અવિચારી અનુય

માથી ઉપજતા અવિવેકનુ પરિણામ જણાય છે, જે સ્થાન મદિરમા મૂર્તિને છે મધ્ય બિન્દુ પાચ સાત હોઇ ન શકે તો મૂર્તિઓ પણ વધારે સખ્યામા હોય તો કેમ ચાલી શકે ? એકજ ગર્ભાગારમા નાની મોટી અમુક મૂર્તિઓ ગોઠવાયલી હોય છે ત્યારે આખા સુન્દર દેવમદિરની એક રૂપતાને હાનિ પહોચે છે અગ્રપૂજા ગૌણ બનતા અને અગપૂજાને વધારે પડતુ પ્રાધાન્ય અપાતા એક મૂર્તિથી મદિરનો વ્યવહાર ચાલવો અશક્ય થઇ પડયો છે, પણ આનો ઉપાય એજ છે કે એક પક્ષે અગપૂજાને અગ્રપૂજાની સમકોટિએ સ્થાપવી અને અન્ય પક્ષે એક મદિરમા નાના નાના ઉપમદિરોની ગોઠવણ કરવી પણ જ્યા સર્વ તીર્થકરો સમાન છે, ત્યા એકમા અલ્પતાની અને અન્યમા ગુરૂતાની ભાવના ઉભી થાય તેવી એકજ સ્થાનમા ગોઠવેલી અમુક મૂર્તિઓમા અમુક મૂર્તિને મૂળનાયક સ્થાપવાની પ્રણાલિકા મને તો ઉચિત લાગતી નથી

આ બાબત યોગના દૃષ્ટિબિન્દુથી પણ વિચારી શકાય, પૂજા બે પ્રકારની, દ્રવ્ય પૂજા અને ભાવ પૂજા, આમા દ્રવ્યપૂજા ભાવપૂજાના પોષણ નિમિત્તે વિહિત છે તેથી ભાવપૂજાની વિશેષતા સિદ્ધ થાય છે ભાવપૂજાનો અર્થ પ્રભુનુ સ્તવન કરવુ, ચિન્તન કરવુ, ધ્યાન કરવું, જપ કરવો ઇત્યાદિ હવે ધ્યાન, સમાધિ આદિ પ્રવૃત્તિ એક જ પદાર્થને અવલબીને થઇ શકે ધ્યાનનુ લક્ષ્ય એક હોય, અનેક ન હોઇ શકે જ્યારે અમુક મૂર્તિનો સમુહ આખ સામે ખડો થાય ત્યારે પરમાત્માનુ એકાગ્રભાવે ધ્યાન કરવુ અશક્ય બને, એટલે કે જે સાલબન-

ધ્યાન માટે મૂર્તિપૂજાનો વ્યવહાર પ્રચલિત છે તે સાલ અને યાન આપણી વર્તમાન પદ્ધતિથી લગભગ અસંભાવ્ય બને છે, તેથી આ વિષયમા ઉચિત ફેરફાર કરવાની જરૂર છે કાઇ ન બને તો જેમ બને તેમ મદિરમા નીચેની નણ બાબતોનો જલદીથી અમલ થવાની જરૂર છે

(૧) મદિરમા જેમ બને તેમ ઓછી મૂર્તિઓ સ્થાપવી

(૨) જો એક જ ગર્ભાગારમા વધારે મૂર્તિઓ ગોઠવવાનો આગ્રહ હોય તો દરેકના કદ વિચારી મૂર્તિઓ સરખાઇ ( Symmetry ) થી ગોઠવવી, સરખાઇનો તો તો કદિ ભગ થવા દેવો જ નહિ

(૩) મૂર્તિઓ જેમ બને તેમ સુન્દર મોટા કદની અને ભાવવાહી ગણવી જેમ મૂર્તિ મનોહર તેમ ભાવની વિશેષ વૃદ્ધિ થવાનો પરમાત્માના સૌમ્ય પ્રશમરસનિમગ્ન સ્વરૂપનુ દર્શન કુરૂપ મૂર્તિઓ નજ કરાવી શકે

આ સામાન્ય સિદ્ધાન્ત સૌ કોઇ કબુલ કરે છતા ઘણી વખત એવુ જોવામા આવે છે કે સુન્દર મદિરમા કુરૂપ મૂર્તિ હોય, કઘાટા મદિરમા બહુ સુન્દર મૂર્તિ કોઇ હોય અને ઘણીવાર મદિર તેમજ મૂર્તિ ઉભય તદ્દન કઘાટા હોય આમા કોઇ કોઇ વાર આશ્ચર્યજનક અનુભવ તો એ થાય છે કે સુન્દર મૂર્તિ અવગણના પામે છે અને કુરૂપ મૂર્તિ ઉપર ઘણું ભક્તિ ધન ખરચાય છે આમ વિશેષે કરી અધશ્રદ્ધા, ગતાનુગતિકતા અને

ાબતમ કારણુ હોય છે આ બાબતમા વિવેક પ્રાપ્તિની
ણી જરૂર છે જેઓ અમુક મૂર્તિને જ દેવ માને છે,
ામુક મૂર્તિ જ સ્વર્ગ–મોક્ષની દેનારી ગણે છે અને અમુક
ર્તિની ઉપાસના જ ઇષ્ટ ફલની સિદ્ધિદાયક સમજે છે
ને તો તે મૂર્તિ સુરૂપ હો કે કુરૂપ હો, સાવયવ હો કે
ાપૂર્ણાવયવ હો–તેજ મૂર્તિ ઉપાસનીય બને છે, પણ
જૈન ધર્મને વહેમ, અંધશ્રદ્ધા કે ગતાનુગતિકતાની લૌકિક
ાબળાઈઓ સામે મોટો વિરોધ છે તેનો આધાર સત્ય
ાસ્તુ યથાર્થ રીતે સમજીને તે પ્રમાણે આચરવામા રહેલો
છે, તેથી તે વહેમ કે રૂઢિથી અનવલિપ્ત રહી જે વસ્તુમા
જેટલી કિંમત હોય તે વસ્તુને તેટલી જ કિંમત આપી
તેમાથી તેટલા જ શ્રેયની આશા રાખે છે, જૈન ધર્મની
દૃષ્ટિબિંદુએ મૂર્તિ એજ દેવ નથી પણ દેવને પામવાનુ
નિમિત્ત છે મૂર્તિ એજ સાધ્ય નથી, પણ ધર્મ અને
મોક્ષને પામવાના અનેક સાધનોમાનુ ત એક સાધન છે
આ રીતે વિચારતા અમુક સ્થળે બેઠેલી અમુક જ મૂર્તિ
ઇષ્ટ સિદ્ધિ અપાવવા માટે સમર્થ છે અને અન્ય અસ-
મર્થ છે એવી ગૌરવ લાઘવની વહેચણી જૈન ધર્મને
સમત નથી વળી વહેમ કે માનતાના આધારે ચાલતી
મૂર્તિપૂજા સુજ્ઞ જૈનને આદરણીય, અનુમોદનીય કે ધર્મ્ય
બની શકતી નથી આથી આપણને આપણા માટે એકજ
કર્તવ્ય પ્રાપ્ત થાય છે કે આપણા મંદિરમા બને તેટલી
સુન્દર અને આત્માના ઉન્નત ભાવોને પોષે તેવી મૂર્તિઓની
સ્થાપના કરી લોક હૃદયમા રહેલી ભક્તિ તેમ જ રસ
વૃત્તિનુ સતત્ સિંચન કર્યા કરવુ

અહિં જૈનમૂર્તિની આસપાસ જે 'પરઘર' (પરિકર કરવામા આવે છે તેની મનમોહક રચના વિષે ઉલ્લેખ કર્યા વિના નહિ ચાલે ઘણું ખરૂં મંદિરમા આગમની મુખ્ય મૂર્તિ હોય છે તેની આસપાસ અથવા તો ધાતુની પ્રતિમાઓની આસપાસ આવા પરઘરની રચના કરવામા આવે છે, આ પરઘરની રચના ઘણુ સમજવાજેવી હોય છે આ પરઘરમા બન્ને બાજુએ ઊચેના ભાગમા એક એક પર્યંકાસનસ્થ મૂર્તિ હોય છે અને નીચેના ભાગમા એક એક ખડ્ગાસનસ્થ મૂર્તિઓ તીર્થંકરની ગણવામા આવે છે, પણ આવા પરઘરના મધ્યભાગમા બેસાડેલી મુખ્ય મૂર્તિનું બાજુની ચાર મૂર્તિ ઉપર એટલું બધુ પ્રભુત્વ પડે છે કે મારી જેવા કલ્પનાના બળથી પણ ઔચિત્ય શોધવાની વૃત્તિવાળા બાજુની ચાર મૂર્તિઓને તીર્થંકરની મૂર્તિ ન ગણતા મધ્ય ભાગમા સ્થિર થયેલ તીર્થંકર ભગવાનના શાસનને અંગીકાર કરીને કૈવલ્ય દશાને પામેલા અન્ય સામાન્ય કેવળી સાધુની મૂર્તિઓ લેખવા લલચાય તો એ અસ્વાભાવિક ન ગણાય પરિકરની અંદર નીચેના ભાગમા મધ્યમા શાસનદેવી, તેની બે બાજુ બે સિંહ ને બે હાથી, તેની બે બાજુ પ્રભુના યક્ષ ને યક્ષણી–શાસન દેવીની નીચે ધર્મ ચક્ર ને તેની બે બાજુ થઇને નવ ગ્રહ ઉપરના ભાગમા બે પર્યંકાસનસ્થ, મૂર્તિની અંદરના ગાળામા બે ચામરધરની મૂર્તિ પ્રભુની ઉપર છત્ર ને છત્ર ધર દેવ, તેની બે બાજુ સુઢવડે ન્હવરાવતા, બે હસ્તી છત્રધરની ઉપર બે હંસની વચ્ચે કળશ આ પ્રમાણે હોય છે કેટલાક પરિકરમા બન્ને બાજુએ માળાધારક ઈંદ્રની ઉભી

મર્તિઓ હોય છે કાઉસ ગ મુદ્રાવાળી એ પ્રતિમાને સ્થાને કેટલીક મર્તિઓમા ચામરધારી ઇદ્રો હોય છે આરસની ને ધાતુની બધી મૂતિઓના પરિકરમા પ્રાયે આ પ્રમાણે ગોઠવણુ હોય છે

મર્તિની આસપાસ આવા સુન્દર પરઘરની રચના ઘટાવવા માટે જૈન શાસ્ત્રકારોને ધન્યવાદ ઘટે છે ભગવાન્ બુદ્ધની મૂર્તિની આસપાસ પણુ કોઇ કોઇ ઠેકાણે પરઘરની રચના જોવામા આવે છે તે પરઘરમા નીચેના ભાગમા ધર્મચક્ર કોરલુ હોય છે, તેની બન્ને બાજુએ એક એક હરણુ અને દેવદેવીઓ આળેખેલા હોય છે પણુ સૌન્દર્ય કે ક પનાગૌરવમા તે પરઘર જૈનમૂર્તિની આસપાસ બનાવ વામા આવતા પરઘરને પહોચી ન જ શકે અન્ય ધર્મની દેવમૂર્તિની આસપાસ તો આવા પરઘર રચવાની પ્રથા જોવામાજ આવતી નથી પરઘરથી આખી મૂર્તિ ભવ્ય અને મોહક બને છે સુન્દર પરઘરમા સુન્દર મૂર્તિ ગોઠવા યલી જોવી હોય તો શ્રી શત્રુજય ઉપર આવેલ મોતીશા શેઠની ટુક અથવા બાલાભાઇની ટુકના મુખ્ય મદિરમા જણુ ત્યા મધ્ય ભાગમા આરૂઢ થયેલી મૂર્તિના મુખાર-વિદમાથી જે સ્મિતસુધા વરસ્યા કરે છે તેનો અનુભવ પામતા કોઇ પણુ ભકત આત્મા પ્રસન્ન થયા વિના ન રહે તે મર્તિની આસપાસ કરવામા આવેલ શ્વેત આરસના પરઘરમા જે સુન્દર કોતરકામ કરવામા આવ્યુ છે તે જોઇને કોઇ પણુ કળા રસિક સજ્જન આનદ પામ્યા વિના ન રહે

અહિં જૈનમૂર્તિ અને જૈનમંદિરના સ્થૂળ સ્વરૂપના સંબંધમાં જે કહેવાલાયક હતું તે લગભગ સમાપ્ત થાય છે, હવે જૈનમંદિરમાં પ્રચલિત પૂજન વ્યવહાર વિષે થોડી આલોચના કરીએ આગળ એક સ્થળે જણાવ્યું તેમ પૂજા શાસ્ત્રમાં બે પ્રકારની કહી છે, દ્રવ્યપૂજા અને ભાવપૂજા અંતરની ભક્તિને બાહ્ય દ્રવ્યના સાધન વડે વ્યક્ત કરવાની પ્રવૃત્તિને દ્રવ્યપૂજા કહેવાય, બાહ્ય દ્રવ્યોને ત્યાગીને જપ, ચિંતન સ્તવન આદિથી માનસિક અને વાચિક પ્રભુભક્તિ કરવાની પ્રવૃત્તિને ભાવપૂજા કહેવાય દ્રવ્યપૂજાના આઠ પ્રકાર છે જળ, ચંદન, કુસુમ, ધુપ, દીપ, અક્ષત, ફળ અને નૈવેદ્ય આ અષ્ટપ્રકારી પૂજાનો વિધિ તેમજ મહિમા શાસ્ત્રોમાં બહુ વિસ્તારથી વર્ણવ્યો છે આમાંના કેટલાક દ્રવ્યો અન્ય ધર્મીની પૂજામાં પણ વિહિત છે, પણ જૈનોની પૂજનવિધિમાં જેટલી ઉંચી તથા સાત્વિક વસ્તુઓ વાપરવામાં આવે છે, તેવી અન્યત્ર વાપરવામાં આવતી નથી આજ કારણથી જૈનમંદિરમાં ફરતા આત્મા જેટલો પ્રસન્ન થાય છે તેવો પ્રસન્ન ભાવ, અન્યત્ર ભાગ્યેજ અનુભવી શકાય છે સ્વચ્છતાની ભૂમિકા ઉપર જ સૌંદર્યની રચના થઇ શકે, તેથી જળપૂજાની આવશ્યકતા કોઈ પણ પ્રકારના સંશયથી અબાધિત છે ચંદન તમજ કુસુમપૂજા સંબંધી આગળ કેટલુંક કહેવાઇ ગયું છે મંદિરના વાતાવરણને શુદ્ધ તેમજ સુગંધમય બનાવવા માટે ધુપ સૌથી વધારે આવશ્યક વસ્તુ છે દેવમંદિરના દૃશ્યને ધુપધાણામાથી નીકળતી ઉન્નતગામી ધુમાવલિ વધારે મનોહર બનાવે છે દીપપૂજા અથવા તો આરતી માત્ર જૈનોમાજ નહિ પણ અન્યધર્મીઓમાં પણ

પ્રાચીન કાળથી પ્રચાર પામેલી આત્મભક્તિને પ્રદર્શિત કરવાની પદ્ધતિ છે મદિરમા આબાલવૃદ્ધ ભક્તમડળને આથી વધારે આનદજનક પ્રસગ આરતીનો ગણાય આરતીને વખતે સર્વ સ્ત્રી પુરુષો વૃદ્ધ તેમજ બાળકો હાજર રહેવા પ્રયત્ન કરે જ્યા દેવમૂર્તિને સ્પર્શ કરવાનો ભક્તને અધિકાર હોતો નથી અને અગ્રપૂજા માત્રથી જ તેઓને સતોષ માનવાનો હોય છે, ત્યા આરતીની વિધિને ઘણું વધારે મહત્વ આપવામા આવે છે આ ખાસ કરીને દક્ષિણ હિંદુસ્તાનના મદિરોમા જોયું આરતી થવાનો વખત થાય કે મદિરમા માણસોની ઠઠ જામે, ગાનતાન શરૂ થાય, વિવિધ પ્રકારના વાદ્યો વાગવા માડે અને સર્વત્ર અપૂર્વ આનદ વ્યાપી રહે. ભલે કેરોસીનના દીવા થાય અને ગેસ કે વીજળીની રોશની વધતી જાય, પણ પવન લહરિથી કપતી દીપશિખામા જે મનોહરતા છે તે મનોહરતા આધુનિક કાળના પ્રકાશોત્પાદક પ્રદીપોમા નથી અનુભવાતી આરતીમા નાની નાની અનેક દીપશિખાઓ પ્રગટાવવામા આવે છે અને તે ઇષ્ટ દેવ સન્મુખ ઉતારવામા આવે છે આરતી ઉતારવામા પણ કળા રહેલી છે, કેટલાક તો જડની માફક આરતીને નીચેથી ઉચે અને ઉચેથી નીચે ચોઠી વાર ફેરવીને વેઠ ઉતારતા હોય એમ આરતી ઉતારે છે આમ કરનાર ક્રિયાનું જરા પણ રહસ્ય સમજાતો નથી એમ કહી શકાય આરતી એટલી મૃદુતાથી અને એવા સુદર વગાકારમા ફેરવવી જોઇએ કે આરતી ઉતારનારના અતરાત્મામા ઉછળતા ભક્તિ રસની હલક આરતીની ક્રિયામા પ્રતિબિંબિત થયા વિના ન રહે આ વિષયમા બીજી બાબત એ ધ્યાનમા રાખવાની

છે કે આરતી ની ક્રિયામા સગીતની વિશેષ પ્રતિષ્ઠા થવાની જરૂર છે અત્યારે આરતીના પ્રસગે જે પદ ગાવામા આવે છે તે કેટલુ કવિતાવિહીન છે તે શરૂઆતના લેખથી આપણે જોઇ ગયા છીએ તેને ખસેડી સુશ્લિષ્ટ રચનાવાળુ અને અર્થગૌરવયુકત પદ રચવાની ખાસ જરૂર છે, બીજુ આરતી વખતે ઘણો નકામો ઘોઘાટ કરવામા આવે છે તે ઘટવો જોઇએ હુ એમ નથી કહેતો કે મગળવાદ્યો વગાડવા બધ કરવા જોઇએ મગળવાદ્યો વિનાની આરતી અર્થશૂન્ય જ ગણાય પણ ઘણી વખત એવુ બને છે કે આરતી પૂરી થાય, પછી થોડા વખત સુધી આપણા કાન કાંઈ પણ સાભળવાને અશકત બની જાય છે આવુ કર્ણબધિરત્વ પ્રાપ્ત કરાવે તેવી આરતી પ્રશમ રસને પુષ્ટ કરી નજ શકે કાન ફોડી નાખે તેવા વાદ્યો દૂર કરીને કાનને મીઠા લાગે એવા વાદ્યો દાખલ કરવા જોઇએ આરતી વખતે ઘટ યા ઝાલર જે રીતે વગાડવામા આવે છે તેમા પણ ફેરફાર કરવો જોઇએ ખરૂ કહીએ તો આપણા મદિરમા ઘટ યા ઝાલર વગાડવાની કોઈ રીત જ હોતી નથી જેને જેમ ફાવે તેમ વગાડે કોઇ પણ વાદ્ય જેમ આવે તેમ વગાડવાનુ હોય જ નહિ ઘટા યા ઝાલર વગાડવામા તાલ જાળવવાની ખાસ જરૂર છે વૈષ્ણવોના મદિરમા તાલપુરઃસર ઘટ વગાડવામા આવે છે તે સાભળતા આપણને આનદ થાય છે તાલ વિના ઘટારવ ચાલ્યા કરે, તેથી આત્મા આનદ પામવાને બદલે આકુળ વ્યાકુળ બની જાય છે તદુપરાન્ત આપણા જૈન ભાઈઓને સાથે ગાવાની કશી તાલીમ હોતી નથી તેની સાથે ગાવાનો જ્યારે જ્યારે પ્રસગ ઉપસ્થિત થાય

છે ત્યારે આપણા લોકો હાસીજનક દેખાવ કરી બેસે છે જાણે કે ગાનીગમના બધા સૂર એક સાથે નીકળતા હોય તેમ જ્યારે કાંઈ સાથે ગાવાનું હોય ત્યારે આપણા ભાઈઓ જાત જાતના સૂર કાઢવા મડી પડે છે આવી મેળ વિનાની ક્રિયા શી રીતે ફળવતી બની શકે ? આ ટીકા આપણામા જે સમુહ પૂજા ભણાવવામા આવે છે તેને પણ એટલી જ લાગુ પડે છે એક સરખી પદ્ધતિએ ગાવાનુ તાલીમ વિના બની શકતુ નથી આવા પ્રસગે સામાન્ય સૂરમા પોતાનો સૂર મેળવી જે ગાઇ શકતું ન હોય તેણે ગાવાનો પ્રયાસ કરી સમુહગાનને બેસૂરુ બનાવવાને બદલે તદ્દન શાન્ત રહેવુ તે ઉચિત અને ધર્મ્ય છે આરતીમા તેમજ ખાસ કરીને પૂજા ભણાવવામા કાશી વગાડવાનો રીવાજ જોવામા આવે છે આ રીવાજમા મને કશો વાધો નથી, પણ કાન ફોડી નાખે એવી પ્રાચીન કાળની કાશીમા હજુ કેમ કાઇ ફેર ફાર કરવામા નહિ આવ્યો હોય તે સમજાતુ નથી, કાશી કરતા તો મજીરા સારા કે કાનને એટલા બધા કર્કશ ન લાગે કાશીમા ઘાટ તેમજ ધાતુ મીશ્રણમા ફેરફાર કરી એવી બનાવવી જોઇએ કે કાશી સાથે ગાવાનુ પદ્ય સાળળી શકાય અને કાશીનો અવાજ વિશેષ કર્ણપ્રિય અને આન દજનક બની જાય અષ્ટપ્રકારી પૂજાની આલોચના કરતા એકવીશ પ્રકારી પૂજાની આલોચના કરતા એકવીશ પ્રકારી પૂજામા આવતી વાદ્ય પૂજાની ચર્ચામા ઉતરી જવાયું ઉપર જણાવેલી દીપપુજા બાદ અક્ષતપુજા આવે આપણામા જે રીતે અક્ષતની પૂજા કરવામા આવે છે તે અન્ય ધર્મીઓથી તદ્દન જુદા પ્રકારની છતાં સૌથી વધાર સુદર છે એમ

કહીએ તો અતિશયોક્તિ નથી અક્ષત પૂજાયોગ્ય દ્રવ્ય છે એ આર્યોની પ્રાચીન કાળની માન્યતા છે રઘુવંશના સાતમા સર્ગના કાળીદાસ વર્ણન કરે છે કે—"અજરાજા ઇન્દુમતિને વરીને નગરમા પ્રવેશ કરે છે, ત્યારે ગવાક્ષમા ઉભેલી નગરની સ્ત્રીઓ તેને અક્ષતથી વધાવી રહી છે ' લગ્નવિધિમા અક્ષતનો જ્યા ત્યા ઉપયોગ વિહિત છે શાસ્ત્રો તેમજ કર્મકાંડના પુસ્તકોમા અક્ષતને કુસુમની ઉપમા આપેલી છે આવા અક્ષતની જિનમંદિરમા જે સુંદર રચના કરવામા આવે છે તે બહુ ચિત્તાકર્ષક તેમજ મહત્વપૂર્ણ છે જૈન સ્ત્રી કે પુરૂષ મંદિરે જાય કે પ્રણામ કરે અને અષ્ટ પુજનવિધિ સમાપ્ત કરી પ્રભુ સન્મુખ અમુક અમુક અંતરે બેસે અને સામે મૂકેલા પાટલા ઉપર અક્ષતવડે સ્વસ્તિક આળેખે, તેની ઉપર ત્રણ ઢગલીઓ કરે અને તે ઉપર બીજનો આકાર કાઢે, આનો આશય એમ છે કે— આ ક્રિયા કરતા દરેક શ્રાવક એમ વિચારે કે 'આ સ્વસ્તિકના ચાર પાંખડાથી સૂચિત થતી મનુષ્ય, તિર્યંચ, સ્વર્ગ અને નરકની ચાર ગતિમા ભટકતો હું ઉપરની ત્રણ ઢગલી ઉપરથી સૂચિત થતાં જ્ઞાન, દર્શન અને ચારિત્રને પામીને તે ઉપર આવેલી બીજની આકૃતિથી સૂચિત સિદ્ધાવસ્થાને પામુ ' આવુ મનોહર અને વળી આવુ મહત્વપૂર્ણ અક્ષતનું આલેખન વિધેય કરવામા જૈન શાસ્ત્રકારોએ માટી છતા સુંદર આકૃતિમા બહુ ગુઢ સંકેતનુ સંગઠન કીધુ છે આ સ્વસ્તિકને અન્ય હિંદુઓ પણ મંગળ આકૃતિ તરીકે કેટલાય કાળથી સ્વીકારતા આવ્યા છે. તેઓ સ્વસ્તિકને ચતુર્ગતિ માપક નહિ પણ [illegible] એક યંત્ર તરીકે કલ્પીને કોઈ

ધર્મક્રિયામા તેને અગ્ર સ્થાન આપે છે સ્વસ્તિકની માફક ચાર પાખડાવાળો છતા વધારે અગ્પટો નદ્યાવર્ત્ત સ્વસ્તિક પણ ઘણે ઠેકાણે રચવામા આવે છે, તે પણ કાઇ ઓછો સુદર હોતો નથી ઉપર જણાવ્યા પ્રમાણે સ્વસ્તિકની રચના કીધી બાદ તે ઉપર ફળ તેમજ નૈવેદ્ય મૂકવામા આવે છે તે ફળપૂજા તથા નૈવેદ્ય પૂજા થઇ કોઈ પણ મહાપુરૂષ કે સતપુરૂષ સન્મુખ ફળ તેમજ નૈવેદ્ય ધરવાનો આર્યોનો પ્રાચીન વિધિ આપણી દેવપૂજામા પણ આદરણીય અને તે સ્વભાવિક તેમજ ઉચિત છે

હવે આ અષ્ટપ્રકારી પૂજા ઉપરાત એક જાણે કે નવમી પૂજા હોય તેમ ધન પૂજા આજકાલ બહુ મહત્ત્વને પામેલી જણાય છે સ્વસ્તિક વિગેરેથી અક્ષત પૂજા કરી ફળ નૈવેદ્ય ચઢાવી તે ઉપર પૈસો, આનો, રૂપિયો કે જેવી શક્તિ હોય તે પ્રમાણે દ્રવ્ય મૂકવાનો રીવાજ અત્યારે સર્વત્ર વ્યાપી રહેલો જણાય છે અહિં એમ કહેવાનો આશય નથી કે દેવમદિરમા કોઇએ પૈસા ન આપવા દ્રવ્ય વિના તો દેવમદિર ચલાવવા મુશ્કેલ પડે, પણ અષ્ટપ્રકારી પૂજામા દ્રવ્યાર્પણ આવી રીતે સ્થાન લે તે ઉચિત લાગતુ નથી અષ્ટપ્રકારી પૂજાના વર્ણનમા દ્રવ્ય મુકવાનો આદેશ સાભળવામા આવ્યો નથી વળી સ્વસ્તિક આદિ આલેખનો કરી આપણે ભવભ્રમણથી છુટા થઈને જ્ઞાન, દર્શન, ચારિત્રવડે મોક્ષ પામવાની ભાવના ભાવીએ તે વખતે તેજ સ્વસ્તિક ઉપર નાણું નદીએ છીએ, ત્યારે ઉપરની ભાવનાને એકદમ આઘાત પહોચતો લાગે છે કેટલેક

પુરૂષોનો પોશાક કેવો હોવો જોઇએ ? તેનો વિચાર કરીએ જેવી રીતે લશ્કરના સીપાઇઓ એક સરખા કપડા પહેરે છે તેવી એક સરખી ઢબના કપડા પહેરવાનો આદેશ મદિરમા આવતા સજ્જન સન્નારીઓને થઇ ન શકે, તેમ કરવાની ખાસ જરૂર પણ નથી તેવો આદેશ કરવામા આવે તો વિવિધતા નાશ પામે અને તે રીતે મદિરની ચિત્રમયતાને હાનિ પહોચે આકાશમા મેઘધનુષ્યના વિવિધ રગો પથરાતા આકાશ જેમ મનોહર લાગે તેમ મદિરના મનોહારિત્વની પુષ્ટિને અર્થે એ ઇચ્છવા યોગ્ય છે કે-દેવમદિરમા આવતા ભક્ત જનો વિવિધ વર્ણના ઉંચી જાતના સુંદર વસ્ત્રોથી સુસજ્જિત થઇને આવે, પણ આ વિષયમા જે અતિરેક દૃષ્ટિગોચર થાય છે તે વિવેકપુર સર દૂર કરવાની જરૂર છે આગળ એક બે વાર જણાવ્યું છે કે-" મદિર અને રાજદરબાર એક સરખા છે, તેથી રાજ દરબારમા જનારનો સર્વ વ્યવહાર મદિરમા જનારને ગ્રહણ કરવા યોગ્ય છે આ કલ્પના અમુક અશે દોષયુક્ત છે ' રાજદરબાર આધિભૌતિક સર્વસ્વનું મૂર્તિમત સ્વરૂપ છે, મદિરમા આધિભૌતિક તત્ત્વ ગૌણપદને પામે છે એક કવિની ઉક્તિમા કહીએ તો રાજા આગળ આપણે પૂરા દબદબા અને ઠાઠમાઠમા જવાનુ છે, જ્યારે ઇશ્વર આગળ બધો દબદબો અને ઠાઠમાઠ ત્યાગી નગ્ન થઇને જવાનુ છે નગ્ન થવું એટલે દિગબર બનવુ એમ નહિ પણ આત્મીય અહભાવને ત્યાગી, જેમ બને તેમ સાદા પોશાકમા સજ્જ થઇ નમ્રભાવે પ્રભુપ્રતિમા સમીપ જવુ

આપણા મદિરમા પુરૂષો કરતા સ્ત્રીઓ વિશેષ કરીને

આ વિષયમા અતિરેક દોષ આચરે છે નવી નવી ફેશન-વાળા, મર્યાદાનો લોપ કરતા અને આસપાસના લોકોને મોહમુગ્ધ બનાવે એવા કપડા પહેરીને દેવમદિરે જતી અનેક સ્ત્રીઓ જોવામા આવે છે આમા મર્યાદા અને વિવેક પ્રાપ્ત થવાની ખાસ આવશ્યકતા છે અન્ય જનોના ચિત્તમા વિકાર ઉત્પન્ન કરે એવો પહેરવેશ જિનમદિરમા સર્વથા ત્યાજ્ય છે, તેથી જિનમદિરનુ પવિત્ર વાતાવરણ કલુષિત બને છે અને આસપાસના લોકોના ચક્ષુચાપલ્યને અયોગ્ય પ્રોત્સાહન મળે છે મદિરમા આવનાર નરનારીએ સુદર છતા સૌમ્ય અને બને તેટલો સાદો તેમજ મર્યાદાપૂર્ણ પોશાક પહેરવાનુ ખાસ લક્ષ્યમા રાખવુ જોઇએ આથી મદિર તેમજ મદિરમા આવતા ભક્તજનો ઉભયની શોભામા વૃદ્ધિ થશે અને આસપાસનુ વાતાવરણ શુદ્ધ અને સુપરિમલવાહી બનશે

બાળકોનો પોશાક પણ અન્ય રીતે ટીકાપાત્ર જણાય છે સ્ત્રીઓનો પોશાક ઘણી વાર મર્યાદાનુ ઉલ્લઘન કરતો અથવા મોહવિકારને વધારતો જણાય છે, ત્યારે બાળકોનો પોશાક ઈગ્રેજી પોશાકની નકલ કરતો હોઇને ઉપહાસયોગ્ય દેખાય છે આપણા મદિરમા નાના બાળકોને માથે ઈગ્રેજી ટોપા અથવા મુસલમાની ટોપીઓ પહેરીને આવતા જોઇએ છીએ ત્યારે સહજ હસવુ આવી જાય છે એક તો જૈન કે હિંદુના મદિરમા ઈગ્રેજી પોશાક એકદમ અસ્થાને લાગે અને તેમા પણ ઈગ્રેજી પોશાકની જ્યારે માત્ર અવિચારી નકલજ કરેલી હોય ત્યારે તો આખુ દૃશ્ય એક બેહૂદુ લાગે અને કોઈ પણ તટસ્થ જોનારની

રસવૃત્તિને તરતજ સખ્ત આઘાત પહોંચે પુરૂષવર્ગે પણ પહેરવેશની બાબતમા ઉચિત વિવેક ધારણ કરવો ઘટે છે પ્રભુ સમક્ષ જતા મનની જે નમ્રતા, ઋજુતા, સરળતા જોઇએ તેની અન્ય જનોને પ્રતીત પડે તેવો પોશાક મો કોઈએ ધારણ કરી દેવમદિરે જવું અને આત્મીય ભકિત ભાવને ઉચિત રીતે તૃપ્ત કરવો આવો નિયમ આશા છે કે સર્વ ભાઇબ્હેનોને સ્વીકારવા યોગ્ય લાગશે

હવે આપણા દેવમદિરોમા ઘી બોલવાનો રીવાજ ચાલે છે તેની સમાલોચના કરીએ આપણી સર્વ ધર્મક્રિયાઓમા ઘી બોલવાનો રીવાજ એટલો બધો પ્રસરી ગયો છે કે ઘી બોલવાનો શો અર્થ તે સમજાવવાની બહુ જરૂર નથી મદિરમાની મૂળનાયક પૂજાની કિમત વધારે અકાય એટલે સહજ તે પૂજા પહેલી કોણ કરે તેની હરિફાઇ ઉભી થાય દેખાદેખીએ મદિરનો ચાલુ ખર્ચ વધી પડે એટલે તે ખર્ચને કેમ પહોચી વળવુ તેની પણ ચિન્તા થાય આ હરિફાઇ તેમજ ચિન્તા દૂર કરવાનો સહેલામા સહેલો રસ્તો જૈન ભાઈઓએ ઘી બોલવાનો શોધી કાઢયે છે જે કોઈ વધારે ઘી જે બાબતમા બોલે તેને તે ક્રિયા કરવાનો પહેલો હકક પ્રાપ્ત થાય આથી કલહ કે લડાઇ પૂજા કરનારાઓ વચ્ચે ઉભી થવાનો સભવ ન રહે અને આડકતરી રીતે દેવમદિર સમૃદ્ધ બને પ્રથમ દૃષ્ટિએ આ પદ્ધતિ એટલી બધી નિર્દોષ અને હિતાવહ લાગે છે છે તેની સામે કોઇ પોતાનો વિચાર જણાવે તો જેઓની ચિત્તવૃત્તિ રૂઢિપ્રરૂપિત માર્ગોને સ્વાધીન વર્તી રહેલી છે

તેમને આઘાત લાગ્યા વિના ન રહે, પણ આવા આઘાતની દરકાર કરવામા આવે તો સમાજિક તેમજ ધાર્મિક વ્યવહારમાથી અસતનુ સમાર્જન અને સતનુ પ્રતિપાદન કદિ કરી શકાયજ નહિ માટે ઉકત વિષયમા મારા મનનો વિચાર જણાવુ છુ આપણા જિનમદિરના પવિત્ર ને મનમોહક વાતાવરણનો કોઈ કારણથી જગતમા જગતે ઘાત થતો હોય તો આ ઘી બોલવાની રૂઢિથીજ થાય છે, અને તેવી જિનમદિરના મૂળ સ્વરૂપ, ઉદ્દેશ અને ધ્યેયની પ્રતિષ્ઠા અને રક્ષા અર્થે ઘી બોલવાનો રીવાજ જેમ બને તેમ જલદીથી બધ કરવા જોઇએ એમ મને લાગ્યા વિના રહેતુ નથી સુન્દર મદિર બધાવ્યા, ભવ્ય મૂર્તિઓ સ્થાપન કરી, સસારવ્યવહારથી કટાળેલા મનુષ્યને અપૂર્વ શાન્તિ અને આનદ પ્રાપ્ત થાય તેવો પૂજન-વ્યવહાર રચ્યો, આવા સ્થળમા આવી વીતરાગ લોકોત્તરશ્રેષ્ટ પરમાત્માની મૂર્તિ સમક્ષ અમોઘ શાન્તિ અને પવિત્ર આનદથી પરિપૂર્ણ વાતાવરણમા "પહેલી પૂજાનું ઘી પાચ મણ-સાત મણ-સાડા આઠ મણ' એવા કર્ણેન્દ્રિયને અપ્રિય લાગતા શબ્દ-ઘોષો સાભળી કોનો સહૃદય આત્મા આઘાત પામ્યાવિના રહે ? શુ ભક્તિમા આવી હરિફાઇ શોભે ખરી ? અને હરિફાઇ થતી હોય તો તે ટાળવાના બીજા ઉપાયો શોધી ન શકાય ? શુ દેવદ્રવ્યની વૃદ્ધિ અર્થે દેવમદિરના પવિત્ર વાતાવરણને વિપર્યાસ પમાડે-દૂષિત કરે-તેવી ઘી બોલવાની બનતર રીત સિવાય બીજી કોઇ પદ્ધતિ અખત્યાર કરી ન શકાય ? જ્યારે આપણા મદિરમા "બત્રીશ અને પાચશેર' ના અવાજ સાભળુ છુ ત્યારે મારો આત્મા

એકદમ ગ્લાનિ પામે છે આપણી રસશૂન્યતાની બીજાને પ્રતીતિ આપવા માટે આટલોજ અનુભવ બસ છે આમા નથી દેખાતુ ઔચિત્ય કે નથી સમજાતો ઉંચો વિવેક ! મંદિરના સ્થળ શરીરને કોઇ પણ પ્રકારે રૃષ્ટપુષ્ટ બનાવવુ એવી આપણામા કેટલાય કાળ થયા રૂઢ થયેલી વણિકવૃત્તિએ દેવમંદિરમા જિનપૂજાના ઉંચા ધ્યેય અને ઉદ્દેશોને બહુ ભારે હાનિ પહોચાડી છે ઉક્ત રૂઢિની ખરી કુરૂપતાનું દર્શન તો તીર્થો ઉપર થાય છે વાણીઆઓ જ્યા જાય ત્યા વેપાર, બજાર અને હરરાજી જાણે કે સાથે લઇ જતા હોય એમ તીર્થોમા તો ઘી બોલવાની ધમાલ બહુ તીવ્ર સ્વરૂપમા દર્શન દે છે જે સ્થળમા વ્યાપી રહેલ શાન્તિ અને આનંદનો ભંગ કરવામા દોષ સમજવો જોઇએ, ત્યાની શાન્તિ અને આનંદનો અપૂર્વ ધૃષ્ટતાથી ભંગ કરવામા ભક્તિમત્તાની પુરાસ્થિતિ સમજવામા આવે, જ્યા ગરીબ પૈસાદાર-સૌ કોઇ પોતાના આધિભૌતિક ભેદભાવને ભૂલી પરમાત્માના પવિત્ર ચરણકમળમા નમ્રભાવે લીન થયેલા દેખાવા જોઇએ, ત્યા ઉક્ત રૂઢિના સત્તાવાર અનુપાલનપૂર્વક આર્થિકશાનને સુદૃઢ કરવાનો પ્રયાસ થતો જોવામા આવે ! આ સર્વ આપણી ચિત્તવૃત્તિ ઉપર વણિકભાવનાનું સામ્રાજ્ય સૂચવવાને અને વર્તમાન તીર્થોને તીર્થના મૂળ ધ્યેયથી વિખુટા રખાવતી આપણી વિવેકહીનતા પ્રગટ કરવાને બસ છે જ્યારે "પચ્ચીશ મણ અને ત્રીશ મણ" ના કર્કશ શબ્દઘોષોથી આપણા દેવમંદિરો છુટા થશે, ત્યારેજ દેવમંદિરો આપણી દુકાનો અને બજારો કરતા તદ્દન અન્ય પ્રતિના, ઉત્કૃષ્ટ શાન્તિ અને

પરમ ભક્તિના ધામ બનશે અને સંસારનિવૃત્તિ તથા મોક્ષપ્રાપ્તિના ખરા નિમિત્ત બનાવી યોગ્યતા પ્રાપ્ત કરશે

આજ રૂઢિના બળે દેરાસર (દેવાલય) મંદિર મટી પેઢી બની ગયેલ છે જેમકે ગોડીજીની પેઢી, શાન્તિનાથજીની પેઢી, અનન્તનાથજીની પેઢી, આણંદજી કલ્યાણજીની પેઢી, અલેચંદની પેઢી આપણે દેવમંદિરની જગ્યાને પેઢી તરીકે લેખતા થયા ત્યારથી દેવમંદિરના આત્માનો આપણા હાથે ઘાત થવા માંડયો પેઢીનું લક્ષ્ય દ્રવ્ય વધારવાનુંજ હોય, મંદિરનુ લક્ષ્ય માત્ર જનસમાજનુ શ્રેય સાધવાનુંજ હોય. આનો અર્થ મંદિર દ્રવ્ય ગ્રહણ ન કરે એમ નહિ, પણ દ્રવ્યપ્રાપ્તિ માત્ર શ્રેય સાધવાના નિમિત્તરૂપ બની મંદિર દ્રવ્યને ગૌણ પદ આપે આ ટીકાનો જે કોઈ મર્મ સમજશે તે સહેજે ઉપર જણાવેલા વિચારને પ્રતિધ્વનિત કરી શકશે અને દેરાસરને પેઢીની કોટિમાંથી ઉપાડી જનશ્રેયસ્સાધક મંદિરની કોટિએ પહોંચાડવાના ધ્યેયને અંગીકાર કરશે

આ રૂઢિથી યોગ્ય માણસને યોગ્ય ક્રિયા કરવાનું પ્રાપ્ત થાય છે એમ તો કોઈ કહી શકેજ નહિ જે દ્રવ્યવાન હોય અને દ્રવ્ય ખરચવાની જેને ઈચ્છા હોય તેને ભાગેજ ઉક્ત ક્રિયાઓ કરવાનુ આવે છે અને ધનિકતા તો યોગ્યતાની કદિ અનુમાપક બની શકેજ નહિ ! ઉલટુ ઘણી વખત તો અયોગ્યમાં અયોગ્ય માણસને હાથે પવિત્રમાં પવિત્ર ક્રિયાઓ કરાવવાનો પ્રસંગ ઉભો થાય છે. આમ વિચારતા ઘી બોલવાની રૂઢિને માત્ર નિન્દવાનો આધાર મળી શકતો નથી

ઘી બોલવાથી બીજા જે નુકશાનો થાય છે તેનુ વિવરણ અહિં અપ્રસ્તુત ગણાય છતા કરવું જરૂરનુ લાગે છે ઘી બોલવાથી વહેમ અને અધશ્રદ્ધાને અસાધારણ ટેકો મળે છે, જેનો જૈનધર્મને અનાદિકાળની વિરોધ છે ઘી બોલનારાઓ અન્ય મૂર્તિઓ કરતા અમુક મૂર્તિની પૂજાની કિંમત વધારે ગણે, તેમા પણ પહેલી પૂજાનો વધારે મોહ ધરાવ, આના પરિણામે ફળઆકાક્ષાયુક્ત પૂજા ઉત્તેજનને પામે અને માનતા માનવાનો રિવાજ વધતો જાય આ બધુ ધર્મદષ્ટિએ ઉચિત ગણાય નહિ, તેથી ઘી બોલવાની પ્રથાનો મૂળમાથી ઉચ્છેદ થાય ત્યારેજ આપણા પૂજન વ્યવહારનો સત્વર અને સહેલાઇથી ઉદ્ધાર સાધી શકાય

આ બધુ તો ઠીક, પણ ઘી બોલવાથી દ્રવ્યની જે આવક થાય છે, તે બધ થાવ તો દેવમદિર નિભાવવુ કેમ ? અને વળી ઘી બોલવાનુ બધ કરવાથી લોકોમા પૂજા આરતી સબધી હરિફાઇ ઉભી થાય અને કલહ થવા માડે તેનુ શુ કરવુ ? ખોટી હરિફાઇ સાચુ જ્ઞાન આપવાથી દૂર થઇ શકે છે જો લોકોને બરોબર સમજાવવામા આવે કે—"મદિરમા રહેલી મૂર્તિઓ સર્વે સરખી છે, તેથી એક મૂર્તિ કરતા અન્ય મૂર્તિની પૂજામા વિશેષ ફળની સભાવના ભ્રાન્તિપૂર્ણ છે, તથા પહેલી કે પછીની પૂજા સર્વે સમાનફળદાયી છે ' તો ઉપર જણાવેલો બીજો ભય સહેજે દૂર થાય અને દેવમદિર નિભાવવા વિષે બહુ ચિન્તા કરવાની જરૂર નથી વસ્તુત જિનમદિર બહુ ઉપયોગી સસ્થા છે એ નિર્વિવાદ છે અને લોકોનો ત ઉપર પ્રેમ પણ અસાધારણ છે, તેથી એક નહિ તો અન્ય

રીતે પણ દેવમંદિરમાં દ્રવ્યની આવક ચાલુ રહેવાનીજ, એમ છતાં પણ કદિ આવકમાં ઘટાડો થાય તો ખર્ચમાં તેટલો ઘટાડો કરી ચલાવી લેવું પણ જે રીતિ અપ્રસસ્ય લાગે તે રીતિએ દ્રવ્યોપાર્જન કરવાનો કદિ વિચાર કરવો નહિ સાદા મંદિરમાં ભગવાનની મૂર્તિને ચંદનનું તિલક અને એકાદ ચંબેલીનું ફુલ ચઢતું હશે, તો તેથી પણ મૂર્તિ કે મંદિરનું મહત્વ નહિ ઘટે, માટે આ બાબતમાં સૌએ નિર્ભય રહેવું

પર્વ દિવસે પ્રતિક્રમણ કરતાં પણ ઘણે ઠેકાણે ઘી બોલવાનો રિવાજ જોવામાં આવે છે અહિં આ રૂઢિની વિચિત્રતા વધારે સ્પષ્ટ રીતે સમજી શકાય તેમ છે સમુદાય એકત્રિત થયો હોય ત્યારે સૂત્રો બોલવાનું કામ યોગ્ય માણસોને સોંપવું જોઇએ આ યોગ્યતાનું ઘી બોલ્યાથી શોધન થઇ શકેજ નહિ જેને શુદ્ધ ઉચ્ચાર કરતાં પણ આવડતો ન હોય અને જેના ચારિત્રમાં કશું ઠેકાણું ન હોય, એવા માણસોને મોઢે કોઇ કોઇ વાર સુંદર પવિત્ર સૂત્રો અશુદ્ધ ભાષામાં ઉચ્ચરાતાં સાંભળવાનો પ્રસંગ પ્રાપ્ત થાય છે, એ આ રૂઢિનોજ પ્રતાપ ગણાય જ્યારે સમુદાય પ્રતિક્રમણ કરવા એકઠો થયો હોય ત્યારે સુન્દર કંઠે શુદ્ધ ભાષામાં બોલી શકે એવા નિર્મળ ચારિત્રવાળા સજ્જનો સમુદાયમાં વડિલ ગણાતા મહાપુરૂષે સૂત્રો બોલવાનું કામ વહેંચી આપવું જોઇએ અને સૌએ તેને અનુસરવું જોઇએ ઠામનું કામ થાય અને દ્રવ્યની વૃદ્ધિ થાય, એ ઘી બોલવાની રૂઢિના પક્ષમાં બળવાન્ દલીલ છે, પણ તે લાભ મેળવવા જતાં પાત્રાપાત્રનો વિવેક

તદ્દન ઉપેક્ષાનેજ પામી જાય છે તેથી ઉક્ત ક્રિયાઓના વિહિત પુણ્યફળથી આખો સમાજ ઘણુ ખરો વચિત બને છે આ ઘી બોલવાની રૂઢિનુ અનિષ્ટ પરિણામ સુજ્ઞ જનોના લક્ષ બહાર જવુ જોઈતુ નથી

## અભગદ્વાર, મદિરોને અભયદાન

(૧૩)

પાછલા લેખમા ઘી બોલવાની રૂઢિની ચર્ચા કરી અને તે રૂઢિનો પ્રતિક્રમણ ક્રિયામા પ્રવેશ થયો હોવાથી તે વિષે પણ ઉલ્લેખ કરવો પડયો આપણા મદિરવિષયક વ્યવહારનો વધારે સૂક્ષ્મ રીતે વિચાર કરતા માલુમ પડે છે કે જિનમદિરના સબધમા આપણી પ્રાચીન ભાવનાનો પરિત્યાગ કરવાથી આપણા વર્તમાન પૂજનવ્યવહારમા અનેક ક્ષતિઓ પ્રવેશ થવા પામી છે, તેથી જો તે મૂળ ભાવનાને સજીવન કરવામા આવે તો જ અત્યારના મદિરવ્યવહારમા નજરે પડતા અનેક દોષોનુ સહેજે નિવારણ થાય

પ્રાચીન પ્રથા પ્રમાણે જિનમદિર 'અભગદ્વાર' હોવુ જોઇએ, અભગદ્વાર બે રીતે હોય—એક તો જિનમદિરમા દર્શન કરવાનો કોઇ પણ મનુષ્યને પ્રતિબધ ન હોય, અને બીજુ પ્રભુના દર્શન જ્યારે કરવા હોય ત્યારે મદિરના દ્વાર ખુલા હોય આ બને બાબતમાં અન્ય વૈષ્ણવો અને બ્રાહ્મણોના મદિરની અપેક્ષાએ જિનમદિરની વિશેષતા ગણાય તેમજ વિષ્ણુ તેમજ શિવમદિરમા હલકી

જાતના લોકો, મુસલમાનો, અગ્રેજો તેમજ અસ્પર્શ્ય ગણાતા વર્ગોને ઘણે ઠેકાણે દર્શન કરવા દેવાની બધી હોય છે ત્રિવેન્દ્રમના તેમજ કન્યાકુમારીના મદિરમા જૈનોને તેમજ ઘોબી, કણબી, સોની લુહાર વિગેરે હલકા ગણાતા હિંદુઓને પણ મૂર્તિના દર્શન કરવા દેવામા આવતા નથી તદુપરાન્ત દર્શનના સબધમા વૈષ્ણવીય મદિરોએ કાળનુ પણ બધન સ્વીકારેલુ છે ભગવાનના દર્શન દિવસના અમુક અમુક વખતે જ થાય એવો નિયમ ઘણે ઠેકાણે જોવામા આવે છે નરનારાયણના, રાધાકૃષ્ણના કે રામચદ્રજીના મદિરો પાસે સવારના કે સાજના જ્યારે નીકળવાનુ બને છે ત્યારે ઘણીવાર એવો અનુભવ થાય છે કે ભાવિક સ્ત્રી પુરૂષો 'દર્શન થયા, દર્શન થયા' એમ કહેતા દોડાદોડી કરી રહ્યા હોય અને જરાક વિલબ થશે તો દર્શન રહી જશે એ ચિન્તાથી વિહ્વળ બની ગયા હોય ભગવાન ઘડી દર્શન દઈ સતાઈ જાય એ કલ્પના આપણને તો સ્વાભાવિક રીતે હાસ્યાસ્પદ લાગે તેવીજ રીતે ભગવાનના દર્શનનો અધિકાર અમુક ઉચી ગણાતી જાતિઓને હોય અને હલકી ગણાતી જાતિઓને ન હોય એ વિચાર પણ આપણને તો બહુ વિચિત્ર લાગે આમ છતા પણ આપણા મદિરવ્યવહારમા આ બને બાબતનો અમુક અશે ચેપ લાગ્યા વિના રહ્યો નથી તે ચેપની અસરને મૂળમાથી નાબુદ ન કરીએ અને આપણા મદિરોને યથાર્થ રીતે અમગદાગ ન બનાવીએ ત્યા સુધી જિનમદિરની અન્ય મદિરોથી વિશિષ્ટતા અને ઉત્કૃષ્ટતા આપણે સાધી શકીએ નહિ

આપણા ઘણા મદિરોમા મુસલમાન, પારસી, અગ્રેજ તેમજ હલકા વર્ણના હિંદુઓને પ્રવેશ કરવાની રજા હોતી નથી અને કેટલેક ઠેકાણે જિનમદિરમા પ્રવેશ કરવાનો વાધો નથી હોતો ત્યા પણ મુખ્ય મૂર્તિના દર્શન સામે તો મજબુત વાધો લેવામા આવે છે પૂજાની બાબતમા તો એક ઇંચ પણ નમતું આપતા આપણને હાહાકાર થઇ જાય છે અને આખુ મદિર અપવિત્ર બની ગયું લાગે છે જૈન સમાજમા જાણીતા માણેકજી પારસીની બાબતમા દર્શન તેમજ પૂજા વિષે થોડા વર્ષો પહેલા થયેલો કોળાહળ સૌ કોઇને સુવિદિત છે અહિં અસ્પર્શ્ય ગણાતા વર્ગની તો તો વાત જ ક્યા કરવાની હોય ? આ ઉપરાત જો કે વિષ્ણુ મદિર માફક આપણા મદિરમા દર્શન માટે અમુક સમય જ નક્કિ કરવામા આવતો નથી, પણ મદિરમા સોનું રૂપુ હીરા માણેક વિગેરે કિંમતી દ્રવ્યોનો સગ્રહ અણાધિત રીતે વધી જવાથી દિવસનો કેટલોક વખત અને રાત્રિનો ઘણોખરો વખત મદિર બધ રાખવુ પડે છે દરેક મદિરને મજબુત બારણા અને અલીગઢના ક્ષારેમા ભારે તાળા હોય છે દર્શન સમય દરમિયાન પણ ગર્ભદ્વારને પીત્તળ વા રૂપાની સુઘટિત જાળીવાળા બારણાથી અદર બિરાજેલ મૂર્તિને સુરક્ષિત કરવામા આવે છે આ જાળીઓનો દેખાવ તો મોટા પાજરા જેવો જ લાગે છે આ બન્ને કારણોને લીધે આપણા મદિરો અભગદ્વાર હોવાનું અભિમાન ધરી શકે તેમ ન હી

આવી સ્થિતિ આપણી વિશાળ વિશ્વવ્યાપી ભાવનાના શિખરેથી આપણે અધ પતિત થયા છીએ તેને સર્વથા સ્વા-

ભાવિક છે સર્વ તીર્થંકરોના ચરિત્ર તપાસો જ્યારે પ્રભુ કેવળજ્ઞાન પામી તીર્થ વિસ્તારે ત્યારે તેમની પાસે આવવાને કોઈને પ્રતિબંધ હતો ખરો ? તેઓ ચોકી પહેરાથી સુરક્ષિત કિલ્લામા ભરાઈને બેસતા ખરા ? અમુક સમયે જાઓ તોજ દર્શન દે એવો પ્રભુએ સમયપ્રતિબંધ ભક્તજનો માટે કરેલો ખરો ? જે તીર્થંકર દેવનું દર્શન રાજા તેમજ રંક, સાક્ષર તેમજ નિરક્ષર, ઉચ્ચ તેમજ નીચ સર્વ કોઇને સદા કાલ સુલભ હતુ તેજ દેવની મૂર્તિઓથી અધિષ્ઠિત મંદિરોના દ્વાર બંધ કેમ હોઇ શકે ? તેમના દર્શનને કોળનો પ્રત્યવાય કેમ શોભી શકે ? અભંગદ્વારની કલ્પનામા ભગવાન મહાવીર આદી તીર્થંકરોની વિશિષ્ટતાનું સૂચન છે જગતના દેવોમા જૈન તીર્થંકરો જે વિશિષ્ટ સ્થાન ભોગવે છે, જગતના ધર્મોમા, જૈન ધર્મ જે વિશેષતા ધરાવે છે, તેજ વિશેષતા જગતના દેવમંદિરોમા જિનમંદિરને હોવી જોઇએ મહાવીરે કદિ કોઈ હલકા વર્ણના મનુષ્યનો તુચ્છકાર કર્યો નથી, હરિબળ મચ્છી, માતંગ મુનિ, મેતાર્ય, હરિકેશી આદિને સંઘરનાર જૈનધર્મ નીચી જાતિના મનુષ્યને તુચ્છકારી શકતો નથી તો પછી જિનમંદિર પણ આ દુનિયામા એવો એક પણ મનુષ્ય કે જે શુદ્ધ ભાવે ભગવાનના દર્શન કરવા આવતો હોય તેની સામે પોતાના દ્વાર બંધ કરી ન જ શકે ભોયણી આદિ તીર્થોમા મલ્લિનાથજીએ ઢેઢ ભંગી આદિ અસ્પર્શ્ય ગણાતા વર્ગને દર્શન દીધાની કિંવદન્તીઓ હજુ પણ પ્રચલિત છે આવી કિંવદંતીનો અર્થ એટલો જ કે રૂઢિ એક માર્ગે વહે છે, જૈનધર્મનુ હૃદય અન્ય માર્ગે લઇ જવા માગે છે

મદિરનુ અભગઢારત્વ વિશાળ ભાવનાઓનુ જેટલુ પ્રતિપાદક છે તેટલુ જ મૂર્તિપૂજામાથી ઉદ્ભવના અતિરેક દોષો અને ઉચ્છેદયોગ્ય ક્ષતિઓનુ બાધક છે આમ છતા અત્યારના મદિરો અભગદ્વાર નથી પણ સુરક્ષિતદ્વાર છે દરવાજા, બારણા અને તાળા વિનાના મદિર ભાગ્યેજ દેખાય છે વળી હવે તો જ્યા ત્યા મદિરની અદર તીજોરી અને બહાર બદુકવાળો સીપાઈ બહુ આવશ્યક વસ્તુઓ ગણવામા આવે છે જિનમદિરમા દાખલ થતા બદુકવાળો સીપાઈ જોવો પડે તો તે જિનમદિર કહેવાય કે લક્ષ્મી મદિર કહેવાય ? જિનમદિરની અદર સુદર પ્રસાધનો વચ્ચે ગોદરેજની ભવ્ય કાળભૈરવ જેવી તીજોરી જોતા સોનાના થાળમા લોઢાની મેખ નાખ્યા જેવુ ન લાગે ? આપણે વણિક રહ્યા તેથી આ સર્વમા આપણને ભાવભગે ન દેખાય ? કાળભગે ન દેખાય ! ભક્તિભગે ન દેખાય ! પણ આપણા પૂર્વજો આપણી જેવા લક્ષ્મીના પૂજારી નહોતા, તે તો આ બધુ જોઈ કદાચ દિગમૂઢ બને ખરા !

અહિં એક બાબત સ્પષ્ટ કરવાની જરૂર છે હું મદિરને અભગદ્વાર કરવા કહું એનો અર્થ એમ નહિ કે આખા મદિરને એક પણ બારણું જોઈએ જ નહિ મદિરને બારણાની જરૂર છે અને તે બધ કરવાની પણ જરૂર રહે ખરી પણ અહિં એ સમજવાની જરૂર છે કે કોઈ પણ સ્થાનને બારણાની બે કારણોથી જરૂર પડે છે એક તો અદર કોઈ પશુ દાખલ થઈ ન જાય અથવા નિરાચાર લોકોને પોતાના પ્રપચો સાધવાનું મદિર સાધન બની ન જાય તેથી દ્વાર બધ કરવા પડે છે બીજુ કારણ મદિરમા દ્રવ્ય આભૂષણ

હોય તેના રક્ષણને માટે પણ બારણા બંધ કરવા પડે છે, જ્યારે બીજુ કારણ હોય છે ત્યારે બહુ મજબુત બારણા બનાવવા પડે છે, ભારે તાળા લગાવવા પડે છે, બહુ લાંબો વખત મંદિર ઉઘાડા રાખી શકાતા નથી મંદિરની અંદર જાળીઓ તીજોરીઓ અને ગુપ્તસ્થાનો ગોઠવવાની જરૂર ઉભી થાય છે આમ બનતા મંદિર જિનમંદિર મટી એક કિલ્લો બની જાય છે આપણે આભૂષણ વિગેરેની નિરર્થકતા આગળ ચર્ચી ગયા તેવી આદર્શ જિનમંદિરમા એવી કિંમતી વસ્તુઓને તો જરા પણ અવકાશ નથી, તેથી જિનમંદિરને કિલ્લો બનાવવાની જરાય જરૂર નથી સામાન્ય બાહ્ય ઉપસર્ગ નિવારણ અર્થે રાત્રિના જિનમંદિર બંધ રહે તો વાંધા જેવુ નથી બાકી આપણા મંદિરની રચના જ એવી હોવી જોઈએ કે માને માટે જ્યારે જોઈએ ત્યારે તે ખુલ્લા હોય

આપણા મંદિરને આપણે અભયદાન આપવુ જોઈએ અત્યારે એવા ભાગ્યે જ મંદિરો દેખાય છે કે સ્વપ્નમા હાથ નાખીએ અને આગળીઓ ઉઘાડીએ કે મંદિરદ્વાર ઉઘડી જાય અને ભગવાનના સહેજે દર્શન થાય અત્યારના મંદિરો લગભગ બધાય ભયભય બની ગયા છે અને તેથી તેમને સુરક્ષિત બનાવવાની જરૂર પડે છે જે મંદિરને ચોરનો ડર નહિ, લુટારાનો ભય નહિ, તેજ મંદિર નિર્ભય કહેવાય આવી નિર્ભયતા આપણા મંદિરને અપાવવી તે આપણો ખાસ ધર્મ છે અને મંદિર વ્યવહારના ઉદ્ધાર અર્થે મોટી આવશ્યકતા છે આ રીતે જ્યારે જિનમંદિરમા ખોટો ભભકો દૂર થશે, ઘીની ધમાલ બંધ થશે, જનતાના સૌ

કોઇ ભાગકોને આવવાની છુટ મળશે અને ચોર લુટારાનો ભય નીકળી જશે ત્યારે જિનમ દિર અશ ગઢાર અને શાંત - રસઘન બનશે અને આ અનેક વિટ બણાથી ભરેલા વિષમ સમારમા પાપી અને પુણ્યવાન્-સર્વ કોટિના જીવોને પરમ વિશ્રાન્તિનુ સ્થાન થઇ રહેશે

## તીર્થસ્થાનોમા વિહાર, જૈન તીર્થોની વિશેષતા

(૧૪)

આજે આપણુ તીર્થસ્થાનોનો વિચાર કરીએ તીર્થસ્થાનોની ઉપયોગિતા સહેજે સમજાય તેમ છે મનુષ્યના વસતિ સ્થાનોમા મ દિર વિશ્રાતિસ્થાન ગણાય, છતા ચોતરફ મનુષ્યોની વિવિધરગી પ્રવૃત્તિથી ઘેરાયલુ મ દિર જોઇએ તેટલી વિશ્રાન્તિ આપી ન શકે, આપણો ભક્તિભાવ જોઇએ તેટલો ઉલ્લાસમાન થઇ ન શકે અને આધ્યાત્મિક આન દ પણ પૂર્ણાંશે પ્રાપ્ત થઇ ન શકે આ ઉનતાઓ-અપૂર્ણતાઓ દૂર કરવા માટે તીર્થસ્થાનોની યોજના કરવામા આવી છે દરેક ધર્મને મ દિરો ઉપરાત તીર્થસ્થાનો હોય છે મનુષ્ય ઘરની કે દ્રવ્યોપાજ નની ઉપાધિથી મુકત થઈને થોડા દિવસ તીર્થસ્થાનોમા ગાળવા ઇચ્છા કરે છે તીર્થસ્થાનમા આવી ધર્મશાસ્ત્રોમા વિહિત કર્યો હોય તેનો શુદ્ધ જીવન-વ્યવહાર ગ્રહણ કરી પોતપોતાના ઇષ્ટદેવની બને તેટલી ભક્તિ કરે છે, અને યથાશકિત આત્મશ્રેય સાધે છે જે જે સ્થળોને તીર્થ તરીકે સ્વીકારવામા આવે છે તે તે સ્થળો તે તે ધર્મના અગ્રણી મહાપુરૂષોના જીવનચરિત્ર સાથે ઘણું ખરૂ

થોડો ઘણો સબંધ ધરાવતા હોય છે અને તેના ઉપર જ તીર્થની મહત્તાની ઘણું ખરૂ પ્રતિષ્ઠા થાય છે ખ્રીસ્તી લોકોને નાનાં તીર્થો તો ઘણાય છે પણ જેરૂસેલમ તો સૌ કોઇને જાણીતું છે આ સ્થળે મહાપુરૂષ ક્રાઇસ્ટને ક્રોસ ઉપર લટકાવવામા આવેલ મુસલમાનોના મક્કા અને મદીના પણ સુપ્રસિદ્ધ છે, જેનો મહમદના જીવનચરિત્ર સાથે ઘણો બહુ નિકટનો સબંધ સૌ કોઇને જાણીતો છે હિન્દુઓમા તીર્થ-સ્થાનોની સખ્યા તેમજ મહિમા સૌથી વધારે લાગે છે, અને તે ઘણે અશે મૂર્તિપૂજાના વિશેષ પ્રચારના આભારી હોય એમ જણાય છે જૈનો પણ આ વિષયમા એટલુ જ અભિમાન લઇ શકે તેમ છે દરેક ધર્મની બાહ્ય સપત્તિ ત્રણ વસ્તુઓથી આકી શકાય, તે ધર્મના અનુયાયીઓ, મદિરો અને તીર્થો અનુયાયીની સખ્યામા હિદુઓ ચઢી જાય પણ મદિરો તથા તીર્થ-સ્થાનોમા અનુયાયીની સખ્યા ઉપરથી પ્રમાણ કાઢતા જૈનો આગળ વધે એ નિસશય છે હિદુઓના મુખ્ય તીર્થસ્થાનો કાશી, મથુરા, ગયા, દ્વારિકા, જગન્નાથપુરી શ્વેતબિદુ રામેશ્વર, હરદ્વાર, પ્રયાગ, પઢરપુર નાસિક, કન્યાકુમારી, અને આવા બીજા અનેક છે હિમાલયમા બદ્રીનાથ, કેદારનાથ, જન્મોત્રી, ગગોત્રી, કૈલાસ, માનસરોવર, અને અમરનાથ સુપ્રસિદ્ધ છે નેપાલમા પણ પ્રજાપતિનાથની યાત્રાનું સ્થાન છે મદ્રાસ ઇલાકામા બીજા અનેક તીર્થસ્થાનો છે જૈનોના મુખ્ય તીર્થસ્થાનોમા શિખરજી, ગિરનાર, આબુ, શત્રુજય, તારગાજી વિગેરે ગણાય સામાન્ય તીર્થસ્થાનો તો અનેક છે ઉપર જણાવેલા તીર્થસ્થાનોમા કેટલાક તે તે ધર્મના મહાપુરૂષોના ચરિત્ર સ-

જોડાયલા હોય છે અને કેટલાક અન્ય કારણો અને નયો ગોની અનુકૂળતાએ ઉભા થયા છે શિખરજી વીશ તીર્થંકરની નિર્વાણભૂમિ ગણાય છે ગિરનાર સાથે ભગવાન નેમિનાથજીનુ જીવનચરિત્ર ગુથાયેલુ છે શત્રુંજય ભગવાન ઋષભદેવનુ અતિપ્રિય સ્થાન હતુ એમ કહેવાય છે પાવાપુરી મહાવીરસ્વામીની નિર્વાણભૂમિ તરીકે સુપ્રસિધ્ધ છે, આબુ કે તારગાજીની તીર્થસ્થાન તરીકે પ્રતિષ્ઠા થવામા આવેલ કોઇ વિશિષ્ટ વ્યતિકર ધ્યાનમા નથી આમ છતા સામાન્ય રીતે તીર્થસ્થાનોને ધર્મના નેતા પુરૂષો સાથે ઘણો સબધ હોય છે એમ કહેવુ યુક્તિપુર સર ગણાય

હિંદુ તેમજ જૈન ઉભયના તીર્થસ્થાનો બહુ મુદ્દે હોય છે, છતા જૈનોના મુખ્ય તીર્થો એક રીતે વૈષ્ણવોથી બહુ જુદા પડે છે તે બાબત સમજવા જેવી છે હિંદુઓના ઘણા ખરા તીર્થો સમુદ્ર અથવા નદીના કિનારે હોય છે દ્વારિકા, સેતુબધ રામેશ્વર તથા જગન્નાથપુરી સમુદ્રતટ ઉપર આવ્યા ગયા, કાશી, મથુરા, હરદ્વાર ગગા અથવા યમુનાના તટ ઉપર આવ્યા જૈનોના મુખ્ય તીર્થો ટેકરા ટેકરી કે પર્વતમા ગોઠવાયલા છે, શિખરજી, આબુ, તારગાજી, ગિરનાર, શત્રુંજય વિગેરે આમ બનવાનુ કારણ શુ? આનુ મૂળ કારણ ન ચેક ધર્મની ભિન્ન ભિન્ન ભાવનાઓમા રહેલુ છે, 'તીર્થ' શબ્દ મૂળ સસ્કૃત 'તૃ' ઉપરથી ઉદ્ભવ્યો તીર્થને તરવા સાથે એટલે પાણી સાથે બહુ સબધ છે વૈષ્ણવ બ્રાહ્મણોમા કેટલાક જળાશયોને 'તીર્થ' કહેવામ આવે છે વૈષ્ણવ તેમજ બ્રાહ્મણોમાના ધર્મ વ્યવહારમ સ્નાનને બહુ અગત્યનુ સ્થાન આપવામા આવ્યું છે ગગામા

સ્નાન કર્યે સર્વ પાપથી મુક્ત થવાય છે એમ હિંદુઓ માને છે ધનુષ્કોટીમા સ્નાન કર્યે ભવોભવના પાપ છુટે એમ તેઓ સમજે છે પ્રયાગ માત્ર ગંગા યમુનાના સંગમસ્થાનના અંગેજ તીર્થસ્થાન બન્યું છે કાશીમા કાશીવિશ્વનાથની પૂજાની જેટલી જ અગત્યતા મણિકર્ણીકા ઘાટમા સ્નાન કરવાને અપાય છે તેઓમા સ્નાન સાથે ધર્મક્રિયા એ બહુ ગાઢ સંબંધ ધરાવે છે દેહશુદ્ધિ વિના બધુ ખોટુ એવી તેઓની માન્યતા છે જૈનનુ દૃષ્ટિબિન્દુ જુદુ છે પહેલા તો 'તીર્થ' શબ્દનો સ્થુળ ભાવ દૂર કરી સુક્ષ્મ અર્થને તેઓ આગળ ધરે છે તીર્થ એટલે તારે-સંસાર ભ્રમણથી મુક્ત કરે તે, પણ સંસારસાગર તરવામા કંઈ પાણીની જરૂર ન જ ગણાય સામાન્ય હિંદુધર્મ અને જૈન ધર્મનુ સ્વરૂપ વિચારીએ તો માલુમ પડે છે કે હિંદુઓ દેહશુદ્ધિ ઉપર જેટલો ભાર મૂકે છે તેટલો જ ભાર જૈનો દેહદમન ઉપર મૂકે છે અને આજ કારણથી જૈનો તીર્થસ્થાનો પસંદ કરવા માટે ટેકરાટેકરી તરફ વધારે આકર્ષાય છે આત્મશુદ્ધિ માટે અથવા તો પરમાત્માની પરમ ભક્તિ સાધવા માટે ચિત્ત નિર્મળ થવાની જરૂર છે અને ચિત્તની નિર્મળતા દેહકષ્ટ, દેહદમન સિવાય પ્રાપ્ત થવી અશક્ય છે શરીરતપને-દેહદમનને આત્મપ્રગતિ સાધવાના ઉપાયોમા જૈનધર્મ અવિશેષ સ્થાન આપે છે પૂર્વકાળના મુનિવરો પર્વતો ઉપર આવી અનશન અંગીકાર કરતા એવી અનેક કથાઓ જૈન કથાનુયોગમાથી મળી આવે છે એ તો નિર્વિવાદ છે શરીરને દમવાના સમયે સમયે પ્રસંગો આવે તો જાગીર ને ઇન [illegible] સધાતો રહે, પર્વતોમા

હોય એટલે જાત જાતની અગવડતા અનુભવવાનો પ્રસગ મળે અને બહુ ઓછી વસ્તુઓથી ચલાવી લેવુ પડે, તેથી જીવન એની મેળે બહુ સાદુ અને પવિત્ર થઈ જાય આ તો પર્વત ઉપર તીર્થસ્થાનો હોવાના બાહ્ય લાભ ગણ્યા, પણ આ ઉપરાન્ત તીર્થસ્થાનનો મુખ્ય આશય સાસારિક જીવનની ઉપાધિઓથી શ્રમિત થયેલા આત્માને અપૂર્વ શાન્તિ આપવી તે છે અને તે તો પર્વત ઉપરના તીર્થો જેટલો અન્યત્ર સિદ્ધ થઈ શકે જ નહી તીર્થસ્થાન ગિરનાર કે શિખરજીમા ફરતા જે શાન્તિ આનદ અનુભવાય છે અને આત્મા જે પ્રકારના ઉન્નત ભાવોમા વિચરવા માડે છે તેવો અનુભવ કાશીમા ગગાતટ ઉપર કે મથુરાના યમુના તટ ઉપર થવો અશકય છે જ્યા સામાન્ય જનતાનો ઘોઘાટ ન પહોચતો હોય, જ્યા લોકપ્રવૃત્તિનો ખળભળાટ જરા પણ નજરે પડતો ન હોય, જ્યા સસારનો મલીન વ્યવહાર કશો પણ અવકાશ પામતો ન હોય ત્યા સહેજે ચિત્ત ચિન્તાનિવૃત બને, મન શુદ્ધ અને પવિત્ર બને અને આત્મા ઉન્નત ઉડ્ડયન કરવા માડે આ પૃથ્વી તલ ઉપર પર્વતો દિવ્યતાના—સ્વર્ગીયતાના ધામ છે એટલાજ માટે શકરને કૈલાશવાસી કલ્પવામા આવ્યા છે એટલાજ માટે સર્વ સિદ્ધોને ચૌદ રાજલોકના શિરોભાગમા આવેલ સિદ્ધશિલા ઉપર વસતા હોવાનુ શાસ્ત્રોમા કથન છે કુદરત પર્વતો ઉપર સ્વતત્રપણે રમણ કરે છે અને કુદરતના સ્વતત્ર રમણો ચાલી રહ્યા હોય ત્યાજ આત્મા પરમાત્માની ઝાખી કરે છે આ પ્રમાણે પર્વત ઉપર તીર્થસ્થાનો નિર્મિત થવાથી દેહદમન થાય અને તેના પરિણામે

મન નિર્મળ નિર્વિકારી બને, નિસર્ગસાન્નિધ્ય મધાય અને તેને પરિણામે ચિત્ત પ્રફુલ્લ બને અને આત્મા અપૂર્વ આનંદ અનુભવવા માંડે, અપ્રતિહત શાન્તિ પ્રાપ્ત થાય અને તેથી આત્માને સ્વરૂપ સાક્ષાત્કાર સુલભ બને વૈષ્ણવ અને બ્રાહ્મણોના કેટલાક તીર્થો લોકોની ધમાલથી દૂર લગભગ નિર્જન સ્થાનોમા આવેલા છે ત્યા જનાથી તો જરૂર આત્મા શાન્તિ પામે અને તીર્થની ભાવનાઓ સિદ્ધ થાય પણ કેટલાક તીર્થો તો મોટા શહેરોમાજ નિર્માયેલા છે આ તીર્થોની પરિસ્થિતિ વિચારતા એમજ લાગે કે આ બધા તો નામનાજ તીર્થસ્થાનો છે કાશી, ગયા કે મથુરા હિંદુઓના મોટા ધામ ગણાય, પણ આ સ્થળો તો જોયા કરતા ન જોયા ભલા તીર્થમા લોકો આવે તે પાપ ધૂકવા માટે-તેને બદલે પાપોનો સમૂહ એકત્રિત થવાને આ શહેરો સર્જાયા ન હોય એવા આ સ્થાનો લાગે આ તીર્થોમા કઇ તીર્થત્વજ દેખાય નહિ આ તીર્થોમા આપણને તારનાર પડ્યાઓ તો પાપમૂર્તિ નરપશુઓજ લાગે કેટલાક ભોળા યાત્રાળુઓનો આ પડ્યાઓને હાથે નિરંતર શિકાર ચાલ્યાજ કરતો હોય આખુ વાતાવરણ ગંગા સ્નાન, ક્રિયાકાંડ અને ભોજનદાનના ગુચવાડાઓથીજ ભરેલુ, અનીતિ પણ એટલાજ પ્રમાણમા વ્યાપી રહી લાગે કોઇ પણ શહેર તીર્થ બની શકેજ નહિ આ સબધમા જૈનોએ અતિ સ્તુત્ય દીર્ઘ દૃષ્ટિ વાપરી છે જનસમાજની દરેક સસ્થા લાભ અને ગેરલાભથી ભરેલી હોય છે આમા શિષ્ટ પુરૂષોનું કર્તવ્ય એ છે કે તે તે સસ્થાઓની ઘટના, તે સસ્થાના લાભ સમાજ વધારે પામે

ગેરલાભ જેમ બને તેમ ઓછા થાય જેવી રીતે મૂર્તિપૂજા અને મદિરની સસ્થાની આસપાસ લાભ તેમજ ગેરલાભ વીંટળાયલા છે, તેવીજ રીતે તીર્થોના સબધમા પણ લાભ ગેરલાભનું એવુજ મીશ્રણ જોવામા આવે છે એક રીતે તીર્થો આત્મશક્તિનો આવીર્ભાવ કરવાના અસાધારણ નિમિત્ત લેખાય અને આત્મશાન્તિ મેળવવાના અનન્ય સાધન ગણાય, તો બીજી રીતે આજ તીર્થો અનેક દુષ્ટ સ્ત્રી પુરૂષોને એકઠા થવાનું સગમસ્થાન બની જાય અને આપ ણને કમકમાટી ઉપજે એવા દુરાચાર તીર્થસ્થાનોમા બનતા આપણા સાભળવામા આવે પઢરપુર કે મથુરા અનેક હિંદુ વિધવાઓનુ આશ્રયસ્થાન છે, એ કોને અજાણ્યું છે? એવી બદીઓની જાણે કે પહેલાથીજ કલ્પના થઇ હોય એમ જૈનાચાર્યોએ તીર્થસ્થાન માટે મૂળથી પર્વતની વિશેષ યોગ્યતા ગણી છે સપાટ જમીન ઉપરથી પર્વત ઉપર તીર્થ જાય એટલે તીર્થનો પણ સ્વાભાવિક રીતે ઉદ્ધાર થતો લાગે છે આ વાત અનુભવસિદ્ધ છે જે બદીઓ સપાટ જમીન ઉપરના તીર્થોમા ફેલાયલી જોવામા આવે તે સર્વ પર્વત ઉપરના તીર્થસ્થાનોમા લગભગ અદૃશ્ય થતી જોવામા આવે છે આથીજ જૈનોના તીર્થસ્થાનો અન્યના તીર્થસ્થાનો કરતા વધારે ચોખ્ખાઇ અને પવિ ત્રતા જાળવી રહ્યા છે કાશી કે મથુરામા ફરતા આત્મા ગુગળાય છે, ઉન્નતિ પામવાની વાત તો દૂર રહી! શત્રુ-જય ગિરનારના શિખરોમા વિચરતા આપણે ત્યા વ્યાપી રહેલી પવિત્રતાનો સુન્દર અનુભવ કરીએ છીએ આવી ઘટના સામાન્ય દીર્ઘદૃષ્ટિનો વિષય ન ગણાય અહિં ન્યા

ચની ખાતર જણાવવુજ. જોઇએ કે હિંદુઓના પણ જે જે તીર્થો પર્વતોમા આવી રહેલા છે તે સર્વ જૈન તીર્થસ્થાનો જેવીજ ઉત્કૃષ્ટતા ધારણ કરી રહ્યા છે

આ તો હિંદુના અને જૈનોના મુખ્ય તીર્થોનો વિશેષ ધર્મ વર્ણવ્યો, પણ ઉભયનો સમાન ધર્મ પણ વિચારણીય છે વૈષ્ણવોની માફક જૈનોના પણ કેટલાક તીર્થો સપાટ જમીનપર આવેલા છે દાખલા તરીકે પાવાપુરી, રાજગૃહ પુર, લોયણી, ચપાપુરી વિગેરે પણ આ બધા તીર્થો બહુ વસતિવાળા શહેરમા આવેલા નથી, તેથી, તેથી કાશી મથુરાની ખટીઓથી લગભગ મુકત રહ્યા છે આ બધા હિંદુ તેમજ જૈનોના તીર્થોનો સમગ્ર રીતે વિચાર કરતા એક વાત સહજ માલુમ પડી આવે છે કે તીર્થસ્થાનોનુ નિર્માણ ઘણું ખરૂ કુદરતી સૌન્દર્યથી ભરેલા પ્રદેશમા થયેલુ હોય છે નિસર્ગના વિહારસ્થાનો આ જગતમા નદી, સમુદ્ર અને પર્વત ગણાય ઉપર જણાવેલા સર્વ તીર્થસ્થાનો લગભગ નદી, સમુદ્ર અથવા પર્વતનો આશ્રય કરી રહેલા જણાય છે કુદરતી સૌન્દર્ય ભકિતભાવ વિકસાવવામા—પ્રગટ કરવામા અનન્ય સહાય આપે છે, એ દરેક ધર્મના મહાપુરૂષોને અવશ્ય પ્રતીત થયેલુ અને તેથી દરેક તીર્થસ્થાન પણ તે તે સ્થળના કુદરતી સૌન્દર્ય ઉપર ખાસ નજર રાખી નક્કિ કરવામા આવેલુ જણાય છે આ નિસર્ગરમણીયતાને અંગે તીર્થસ્થાન જેટલું આત્માને આલ્હાદક હોય છે, તેટલુજ આરોગ્યનુ આવાહક બને છે હિમાલયમા આવેલ સર્વ તીર્થસ્થાનોની

 તો વર્ણનજ કેમ થઇ શકે ?

ગોદાવરી, પંચવટી, પાડવગુફા વિગેરે બહુ રમ્ય સ્થાનો છે વેરાવળથી કંટાળેલો માણસ પ્રભાસ પાટણ આવી શાન્તિ અને આરામ પામે છે દ્વારિકા નજરે જોયુ નથી પણ દૂરથી તો મનોહર લાગેલુ એકદમ નીલવર્ણું ભૂરા સમુદ્રપટ ઉપર આવેલ સુન્દર બેટ ઉપર દ્વારિકાધીશનુ ભવ્ય મદિર ઉંચા શિખરવડે આકાશને ચુમી રહેલુ દૂરથી નજરે પડે છે દક્ષિણ હિંદુસ્તાનમા પણ શ્રીરંગમ્ કાવેરીથી વીંટળાયેલું અજબ શોભા ધારણ કરી રહેલ છે કન્યાકુમારીની પવિત્રતા કે મનોહરતા વર્ણવી જાય તેમ નથી ત્રણે બાજુએ મહોદધિથી વીંટળાયેલ ભારતવર્ષના છેડાની અણી ઉપર આવેલ બેઠાઘાટનુ કન્યાકુમારીનુ સુંદર મદિર સર્વ પથિકો ને મુસાફરોને નમાવે છે રામેશ્વર ધનુષ્કોટિ પણ એવાજ ચિત્તાકર્ષક છે રામેશ્વરનો ટાપુ નાનકડા સ્વર્ગસ્થાન જેવો લાગે આવા રમણીય સ્થળોમા ફરવાથી આત્મા વિશાળ બને અને ઇશ્વરભકિતમા તલ્લીન થાય

આવીજ રીતે આપણા જૈનતીર્થોની રમણીયતા પણ વર્ણવી જાય તેમ નથી રમણીયતાની દ્રષ્ટિએ શિખરજીનુ તીર્થ અદ્વિતીય સ્થાન ભોગવે છે જો કે શાસ્ત્રોમા શ્રી શત્રુજયને સર્વોત્કૃષ્ટ તીર્થ તરીકે લેખ્યું છે પણ હુ તો શિખરજી ઉપર એટલો બધો મુગ્ધ છુ કે ધાર્મિક દ્રષ્ટિએ પણ શિખરજીને પ્રથમ પદ આપવા લલચાઉં શિખરજી વીશ તીર્થંકરની નિર્વાણભૂમિ છે આ મારે મન શિખરજીની ઉત્કૃષ્ટતા સ્થાપવા માટે પૂરતુ ગણાય, અને શિખરજીની સાદાઇ છતા અનુપમેય સૌન્દર્ય જૈનોના

બીજા કયા તીર્થસ્થાનોમા છે ? ગિરનારજી હિમાલયનો ટ
કટકો લાગે છે શિખરજી અમે શિયાળામા ગયેલા, શિખ
રજીના પહાડ પર ઘોડે ચડતા નાના મોટા જળપ્રવાહો
અને ઝરાઓનુ સ ગીત મ ભળાવા માટે છે તેનુ પ્રિય
સ્મરણ વર્ષો જાય તો પણ સ્મૃતિપટ ઉપરથી ભુસાય
નહિ આખો પર્વત વૃક્ષોની ઘનઘટાથી છવાયવો છે, અને
ઉપર જતા જુદી જુદી ટેકરીઓના શિખર ઉપર પ્રભુની
પાદુકા બીજુ કાઇ ન મળે નથી ત્યા ઘી બોલવાની
ધમાલ કે પૂજા આરતી કરવાની હુ સાતુંસી અને પાર્શ્વના
થની ટેકરી ઉપરનુ દૃશ્ય વર્ણવા માટે તો કવિજ અનવુ
જોઇએ ચોતરફ કેટલાય માઈલો સુધી દૂર દૂર દૃષ્ટિ પડે
છે અને નદીઓ, મહાનદીઓ, સરોવરો નજરે ચઢે છે
કોઇ અમૃત પીતા ધરાય પણ ત્યાનો દિવ્ય આનદ ઝીલતા
તો કોઇ તૃપ્તિ ન પામે ત્યારપછીનુ સ્થાન કોઇ આબુને
આપે પણ હુ તો ગિરનારને આપવા લલચાઉ ! ગિરના
રના મ દિરો સુન્દર છે પણ મારૂ મન તો સહેમાવનમા
ઠરે, ત્યા અપ્રતિહત શાન્તિનો ભગ કરવાનો માત્ર વડવા-
નરાનેજ અધિકાર છે, એ સ્થળજ એવુ લાગે કે સુભા
ગ્યની ઘડી હોય અને આત્મા શુભ પરિણામની શ્રેણીએ
ચઢે તો જરૂર કેવળજ્ઞાન પામે દત્તાત્રયની ટેકરી (પાચમી
ટુક) કુદરતની ભીષણતાનો અને મનુષ્યની પામરતાનો
એકદમ ખ્યાલ આપે છે ભગવાન નેમનાથનુ મ દિર સરસ
છે પણ મૂર્તિ તો અમીઝરા પાર્શ્વનાથની ત્યા મારા જેવો
જૈન તો ભક્તિભાવ અનુભવે પણ જૈનેતર મિત્રોને પણ
ભક્તિભાવથી પુલકિત થતા જોયા છે આ પર્વતમા કુદ

રતનુ ગાચત્ય વિશેષ જોવામા આવે છે અને તેથીજ મને ગિરનાર વધારે મોહક લાગે છે ગિરનાર સર્વ ધર્મોનુ તીર્થ છે, જેના ભાગ્યમા હિમાલય જવાતુ ન હોય તેણે ગિરનાર ફરી સતોષ માનવો ગિરનારથીજ સૌરાષ્ટ્રની શોભા છે આબુ પણ સુન્દર સ્થાન છે, ત્યાના મદિરોની કોતરણી આખા જગતની મોહિની છે આબુના મદિરોની કોરણી પ્રાચીન હિન્દી શિલ્પની પૂર્ણ સ્થિતિની દ્યોતક છે, અને વિવિધ પ્રકારના આકૃતિનિર્માણો કરવાના વિષયમા આપણા કારીગરોની અદ્વિતીયતા સિદ્ધ કરે છે અચિઅળ-ગઢ આબુના સ્મરણોમા અચળ સ્થાન લે છે તેની બાજુમા આવેલ તારગાજીની ટેકરી નાની છતા મને બહુ મોહક લાગી અજીતનાથજીના મદિરની ભવ્યતા બહુ ઓછા જૈન મદિરોને વરી છે શ્રી શત્રુજયનો મહિમા જૈન ભાઈઓમા અપાર છે જેવી રીતે પ્રાણીઓ નામકર્મ બાધે છે તેવી રીતે પર્વત, નદી કે સાગર જેવા જડ પ્રદેશો નામકર્મ બાધતા હોય તો શત્રુજયને હુ મોટુ નામકર્મી તીર્થ કહુ આ કહેવાનો આશય એટલો કે સૃષ્ટિસૌન્દર્યની દૃષ્ટિએ વિચારીએ તો શત્રુજયનો જે મહિમા છે તેની યોગ્યતા શકાસ્પદ બને, પણ બાલ્યકાળથી પોષાતા વિચારસસ્કારોને લીધે શત્રુજય તરફ આપણને સ્વાભાવિક આકર્ષણ રહે છે શત્રુજય પર્વત લગભગ રૂક્ષ છે, છતા દૂરથી શત્રુજયનુ દૃશ્ય જેટલુ મોહક લાગે છે તેટલુ અન્ય કોઈ તીર્થનુ લાગતુ નથી ગિરનાર દૂર જોઈને માણસ ભય પામે, પણ શત્રુજય તો હાથી ઉપર અબાડી હોય અથવા તો મહારાજાધિરાજ મુગટધારી બેઠા

તેમ મંદિરોશિખરોથી શોભી રહેલ છે શેત્રુંજી નદીથી પરિવેષ્ટિત શત્રુંજય ચૈત્ય લક્ષ્મીથી પરિવેષ્ટિત આદીશ્વર ભગવાનની તપોભૂમિ તરીકે સર્વ જૈનોના હૃદયને નિરંતર આકર્ષે છે ઉપર ચઢતા એમ થાય કે શત્રુંજય આટલો ઊંચો ન હોત તો કેવું સારૂ થાત? પણ કુદરતની એટલી કૃપા ઓછી તેની ફરિયાદ કયા થાય? આ રૂક્ષતાથી જ કોઈ કંટાળે તેને ઉપર પહોંચતા પૂરો બદલો મળે છે શ્રી શત્રુંજયને મંદિરોનુ નગર કહેવામા આવે છે તે યથાર્થ છે આટલી ઉંચાઇએ આવા મંદિરોનો સમુદાય હિંદુસ્થાનમા કોઇ ઠેકાણે નથી અને તેથી તે રીતે આપણા દેશના તીર્થોમા શત્રુંજયનુ વિશિષ્ટ સ્થાન સુગમ્ય છે

"ઉજ્જ્વલ જિનગૃહ મંડળી, તીહા દીપે ઉત્તગા,
માનુ હિમગિરિ વિભ્રમે, આઇ અંબરગંગા"

આ પ્રમાણે કવિનુ વર્ણન ત્યાના ધવલ મંદિરમા જે કોઇ વિચરે તેને યથાર્થ લાગ્યા વિના ન રહે

આ તો પર્વત ઉપરના તીર્થસ્થાનોની વાત થઇ, પણ જમીન ઉપરના તીર્થસ્થાનો પણ એવાજ રમણીય છે આમાં પ્રથમ પંક્તિએ પાવાપુરી મુકાય પાવાપુરી તે ભગવાન મહાવીરની નિર્વાણભૂમિ મારામા મંદ થતું જૈનત્વ આ સ્થળના સંસર્ગે વિશેષ સચેત કરેલુ બિહાર નામના ગામથી ચાર માઇલ દૂર એકાંત નિર્જન સ્થાનમા કાદબરીના અચ્છોદ સરોવરનું સ્મરણ આપતા વિશાળ જળાશય વચ્ચે એક ઘાટના નાના મંદિરમા ભગવાન મહાવીરની ચરણપાદુકા—તે

પાવાપુરીનુ તીર્થ આ સરોવર વિકસિત કમળોથી ભરેલુ હોય છે દૂર રાજગૃહીના ડુગરા દેખાય છે આ મદિરના એકાદ ગોખમા બેસી પૂર્વ દિશાએ ઉદય પામતા સૂર્યના કિરણોનુ સરોવરજળ ઉપર સુદર નૃત્ય જોયેલુ અને પરમ આનદ અનુભવેલો બીજી કલ્યાણકભૂમિઓ પણ એવી જ મનોહર ગણાય છે ભગવાન મહાવીરને જ્યા કેવળજ્ઞાન થયેલુ તે ૠજુવાળુકાના તટનુ સૌન્દર્ય ભૂલાય તેમ નથી આવા સ્થળોમા ફરીએ નહિ ત્યા સુધી તીર્થંકર ભગવાનની વિભૂતિઓનો અતરમા સાક્ષાત્કાર થવો અશક્ય છે ગગા તટ ઉપર આવેલ ભદૈનીનુ તીર્થ પણ જોવા જેવુ છે કાશી વિશ્વનાથના મદિરથી કટાળેલા અહી આવે તો જરૂર શાન્તિ પામે ગણકપુર તો અદ્ભૂત જ છે ગાઢ અરણ્યમા કોઈ સમાધિસ્થ જટાધારી યોગી બેઠો હોય તેવુ રાણકપુરના મદિરનુ ચારે બાજુ આવેલ ભીષણ ટેકરા ટેકરી વચ્ચે પ્રનિધાન છે આ મદિર જેટલુ એકકે બીજુ જૈન મદિર વિશાળ નથી, છતા આ મદિરમા દક્ષિણ હિંદુસ્થાનના મદિરોમા અનુભવાતી ભીષણતા નથી આખુ મદિર સુઘટિત અને કળાનો સુદર નમુનો છે, આમા જ ગણકપુરના મદિરની વિશિષ્ટતા છે નજીકમા આવેલ લોયણીના તીથનો પણ જૈનોમા અને ખાસ કરીને જૈન સ્ત્રીવર્ગમા બહુ મહિમા છે ગુજરાત કાઠિયાવાડ માટે એ સ્થાન વિશ્રાન્તિસ્થાન છે ત્યા સારી સખ્યામા વસતા વાનરો યાત્રાળુઓને વિનોદનુ સરસ સાધન છે તીર્થ અર્વાચીન હોવા છતા ઘટના સા[illegible] કરવામા આવી છે શખેશ્વર પણ મનોહર સ્થાન [illegible] મદિરમા સાદાઈ છતા ભવ્યતા ભરેલી છે

કહેવાય છે કે તીર્થોનો મહિના અપાર–અવર્ણનીય છે. એ રીતે અહિં બધા તીર્થોનુ વર્ણન કરવા બેસીએ તો પાર ન આવે અને તો પણ એમ થાય કે વર્ણન હજુ અધુરૂ છે એમ છતા પણ ઉપરના આછા આછા આલેખ નોધી આપણી અનેક સસ્થાઓમા તીર્થસ્થાનોની મનોહરતા અને મહત્તા શુ છે તેની વાચકને સારી રીતે પ્રતીતિ થાય એ આશયથી મૂળ લેખના વિષયથી જરાક બહિર્મુખ જઇ તીર્થો સબધી સામાન્ય વિચારો પ્રગટ કરવાનુ તેમજ જુદા જુદા તીર્થો સબધી મને થયેલ વિચારો અને લાગણીઓનો પરિચય આપવાનુ મન કર્યું છે, જે વિષયાન્તર સેવન આશા છે કે વાચકો ક્ષમા યોગ્ય ગણશે

આપણા જૈનતીર્થોના સબધમા કળાની દષ્ટિએ જે ખાસ વકતવ્ય છે, તેનો વિસ્તાર હવે પછીના લેખમા કરવામા આવશે

## જૈન તીર્થોમા ધમાલ, ચોઘડીયા, જીર્ણોદ્ધાર, જૈનધર્મશાળા, હિમાલયમા જૈન તીર્થ

(૧૫)

કળાની દષ્ટિએ મદિરોના સબધમા પહેલા જે કાઇ કહેવાયું તે તીર્થોને વિશેષ કરીને લાગુ પડે છે કારણ કે આગળ જણાવેલી સૌન્દર્ય વિષયક ઉણપો મદિરના મદિરત્વની જેટલી ઘાતક છે તેથી ઘણી વધારે તીર્થના તીર્થત્વની ઘાતક બની રહી છે મદિર કરતા તીર્થનો આદર્શ વધારે ઉચો છે જે બાબતો મદિરમા સામાન્ય રીતે ચલવી

સેવાય તે બાબતો વિષે પણ તીર્થ પ્રદેશોમા વધારે મપત થવું. જોઇએ શાન્તિ, સાદાઈ અને પવિત્રતા—એ ત્રણ ગુણો ઉપર જ તીર્થની પવિત્રતા પ્રતિષ્ઠિત થયેલી છે તે ત્રણેનો જ્યારે જ્યારે તીર્થોમા ભગ થતો જોવામા આવે ત્યારે સહૃદય ધાર્મિક જનને દુ ખ થયા વિના ન રહે અત્યા રના તીર્થોમાથી શાન્તિ અને સાદાઇ બહુ ઘટતા જાય છે અને પવિત્રતાનો પણ કેટલીક રીતે લોપ થતો જોવામા આવે છે આ સ્થિતિ શોચનીય ગણાય છતા શાન્તિ અને સાદાઇનો ધૃષ્ટતાપૂર્વક ભગ કરવામા ધાર્મિકતાની પરાકાષ્ઠા સમજવામા આવે છે અને પવિત્રતાનુ જે જે બાબતમા ઉલ્લઘન કરવામા આવે છે તે તે તરફ ઉપેક્ષાવૃત્તિ વધતી જાય છે અત્યારે આપણું મોટામા મોટુ તીર્થ શત્રુજય ગણાય છે તેની શી સ્થિતિ છે? જે ભૂમિ ઉપર અનશન વ્રત ગ્રહી અનેક મુનિવરો મોક્ષપદને પામ્યા તે ભૂમિ ઉપર આપણે અત્યારે એટલો બધો ઠાઠ અને ધમાલ વધારી દીધા છે કે કોઇ વૈરાગ્યવાસિત મુમુક્ષુ આત્મા ત્યા ઘડીભર શાન્તિ પામી ન જ શકે ત્યા ઘી બોલવાના રીવાજે તો આખા તીર્થનું દેવદ્રવ્યવર્ધક પેઢીમા જ રૂપાન્તર કરી દીધુ છે કેટલાક સુશોભનો તો માત્ર ત્રાસજનક હોય છે કિમતી આભૂષણોથી આખુ તીર્થ સભય બની રહ્યુ છે અને જ્યા ત્યા સયમવ્રતધારી ક્ષમાશ્રમણોને બદલે કડક બદુકધારી દાઢીબાજ સિપાઇ જમાદારો દર્શન આપી રહેલ છે ગોચા દિકની પવિત્રતા જાળવવા ઘણો પ્રયાસ થાય છે, પણ સ્ત્રી-સઘટ્ટન ન થાય તે બાબતમા કશી વ્યવસ્થા દેખાતી નથી મનોગુપ્તિ, વચનગુપ્તિ કે કાયગુપ્તિમા તો કોઇ સમજતુ નથી

ઘણી વખત પૂજા કરવામા એવો ચડભડાટ જોવામા આવે છે કે આપણી બજાર અને શાક મારકીટ યાદ આવી જાય અને આપણે કયા છીએ તેની બ્રાન્તિ થઈ આવે ! આવી પરિસ્થિતિ ઓછે વધતે અંશે સર્વ તીર્થોની થઇ રહી છે તેમા જ્યા સુધી સુધારો નહિ થાય ત્યા સુધી ખરા તીર્થોદ્ધારની આશા વ્યર્થ છે ખરો તીર્થોદ્ધાર માત્ર મંદિરો મમરાવવામા નથી રહેલો પણ તીર્થની સસ્થામા જે ઉચ્ચ આશયો રહેલા છે તે આશયોને પહોચી વળવામા રહેલો છે અત્યારે જૈનતીર્થોમા તે આશયનો બહુ ઓછે અંશે સદ્ભાવ દેખાય છે, છતા આ જૈનતીર્થોની રચના અને ઘટના એવા પ્રકારની છે કે જૈનભાઇઓ ધારે તો આદર્શતીર્થો કેવા હોવા જોઇએ તેનો બહુ સહેલાઇથી સર્વ ધર્મીઓને સાક્ષાત્કાર કરાવી શ. તીર્થે ગયેલા તરે નહિ તેના જવા બદાર જેટલા યાત્રાળુઓ છે તેટલા જ તીર્થના વહીવટ કર્તાઓ છે ઉભયપક્ષી સમજે અને સુધરે તો સહેજે તીર્થો મનુજસૃષ્ટિમા સ્વર્ગના ધામ બની જાય આ માટે આગળ જણાવ્યું તેમ તીર્થોમા વધતી જતી અશાન્તિનો જેનાથી અટકાવ થવો જોઇએ, ઘી બોલવાના રીવાજને સદાને માટે તિલાજલિ મળવી જોઇએ જેવી રીતે ગગાને આરે ગરીબ પૈસાદાર સૌ કોઈ પાણી પી શકે તેમ તીર્થને આરે આવેલા સૌ કોઇને આત્મશ્રેય સાધવાની એક સરખી સગવડ હોવી જોઇએ, વળી તીર્થમા અનેક તરેહના માણસો એકઠા થાય, તેથી તીર્થો તેમજ તીર્થીઓ ઉભયને હમેશાને માટે નિર્ભય બનાવવા હોય તો તીર્થોમાથી સોના રૂપાનો સદાને માટે બહિષ્કાર થવો જોઇએ મૂર્તિને માટે સોના રૂપા તથા હીરા

મોતીના આભૂષણોની જરૂર મનાતી હોય તો પણ તે મોટા શહેરમા આવેલા મદિરો ભલે વસાવે ! તીર્થોને આ ઉપાધિથી મુક્તજ રાખવા જોઈએ આવી સામગ્રી તીર્થોને બેડી સમાન છે આ બધાનો અર્થ એમ નહિ કે તીર્થોપર કોઈએ સુદર મદિરો ન બધાવવા મદિરો બને તેટલા સુદર જરૂર બનાવો, મદિરો પાછળ દેશકાળ વિચારી ખરચાય તેટલુ દ્રવ્ય જરૂર ખરચો ! પણ આમા વસ્તુપાળ તેજપાળ જેવો ન્યાય કરવો ઘટે છે વસ્તુપાળ તેજપાળે આબુ ઉપર જે મદિરો બધાવ્યા તેની જોડ અત્યારે મળવી મુશ્કેલ છે, છતા તે મદિરો નિર્ભય છે, ત્યા ચોર કે લુટારાની બીક નથી આ પદ્ધતિનો તીર્થ મદિરોમા તો ખાસ સ્વીકાર કરવો ઘટે છે સાદાઈ અને સૌન્દર્યને વિરોધ નથી, સાદાઈનો અર્થ દ્રવ્યનો અતિ પરિમિત વ્યય કરવામા નથી રહેલો, મદિરો વિશાળ થાય, વિવિધ તરેહનુ કોતરકામ થાય સુદરમા સુદર મૂર્તિઓની પ્રતિષ્ઠા થાય–આ બધુ તીર્થમદિરોને માટે બહુ જ આવશ્યક છે, પણ ઠાઠ ઠમાઠ–ઠાઠ તો તદ્દન નાબુદ થવા જ જોઈએ તીર્થમદિરના વાતાવરણમાથી એવાજ સૂર નીકળવા જોઈએ કે જેના સગીતથી માણસ નમ્ર બની જાય, માણસની અહતા પાણીના પરપોટાની જેમ લય પામી જાય, પ્રભુના પ્રભુત્વનો ખ્યાલ પામી માનવી માત્ર દીન બની જાય આ તો શાન્તિ અને સાદાઈની વાત વિચારી, પરતુ પવિત્રતા પણ એટલી જ અગત્યની છે પવિત્રતાનુ સ્થળ સ્વરૂપ સ્વચ્છતા છે, તીર્થ મદિરમા એક પણ સ્થળે ગદકી કે કે કચરો ન સર્વ ઠા' ... થી ચ્હેરેલુ જોઈએ અહીં જરા પણ

ફરનાર માણસ મોટા પાપનો અધિકારી બને છે, એનું વિસ્મ- રણ થવું ન જોઈએ તીર્થ સ્થળ સ્વચ્છ હોવા સાથે સુવા- સિત હોવું જોઈએ આવી સ્વચ્છતા, સુઘડતા તથા સુવા- સિતતાથી તીર્થસ્થાનમા પવિત્રતાની પ્રતિષ્ઠા થાય છે, પણ પવિત્રતાનું ખરૂ રહસ્ય તો તીર્થસ્થળમા રહેનાર, આવનાર તથા જનારના આચાર વ્યવહારની શુદ્ધિમા રહેલુ છે ગમે તેટલી બાહ્ય શુદ્ધિ જળવાય પણ તીર્થમા દુરાચાર, અના- ચાર કે અત્યાચારને અવકાશ મળે તો તીર્થ તીર્થ મટી દુર્ગતિનુ દ્વાર થઈ પડે સ્ત્રી પુરૂષ વિષયક વિશુદ્ધિ સૌથી વધારે અગત્યની છે કેટલાક તીર્થસ્થળો આવાજ દુરાચાર માટે સુપ્રસિદ્ધ હોય છે આવા તીર્થોમા જવાથી તો આપણે દુષિત જ થઈએ કેટલાક તીર્થસ્થળોમા જુગાર રમવાનો બહુ પ્રચાર વધી પડેલો સભળાય છે આવી બદીઓથી જૈનતીર્થો લગભગ મુક્ત છે તે સદ્ભાગ્યની વાત છે, છતા આ વિશિષ્ટતા સદા જળવાઇ રહે તે બાબત આપણે ઓછા સાવધ રહેવાની જરૂર નથી ઉપર જણાવેલી બાબતો ઉપ- રાત પણ અન્ય દિશાએ ઘણી જાતની જીવન શુદ્ધિ તીર્થ સ્થળોપર આવતા જૈનભાઇઓને ખાસ આદરણીય છે તીર્થ સ્થળે આવીને સૌ કોઇએ બને તેટલું સાદું અને તપોમય જીવન અગીકાર કરવું જોઈએ આ બાબતમા ઘણે સ્થળે બહુ ઉપેક્ષા થતી જોવામા આવે છે મન શુદ્ધિ વચનશુદ્ધિ તથા કાયશુદ્ધિ એ ત્રિકરણ શુદ્ધિ વિસરવામા આવે તો તીર્થયાત્રાનો ફોગટ ફેરો થયો ગણાય તીર્થસ્થળ ઉપર આવતા ભાઇઓમા ઉંચા પ્રકારનો વિનયયુક્ત વાગવ્યવહાર જોઈએ, તે આપણામા ભાગ્યેજ જોવામા આવે છે, તે પરિસ્થિતિ દુ ખદ

છે સદા વ્યાપારબાધિત ચિત્તવૃત્તિવાળા વણિક જૈનોમા ઉચ્ચ પ્રકારનુ વાગમાધુર્ય ન હોય તો તે સ્વાભાવિક છે, પણ આપણે તીર્થે જોઇએ ત્યારે આપણી વાચામા મહેજે નમ્રતા મૃદુતા, દીનતા તો આવવાજ જોઇએ આપણા વચનોમા વિનયયુક્તતા અને ધાર્મિકતા દીપવાજ જોઇએ, આને બદલે યાત્રાળુઓના વ્યવહારમા તોછડાઇ, અહંતા, હરીફાઇ, ઇર્ષ્યા અનુભવગોચર થાય છે તે અતિ શોચનીય છે આથી નાની અને મોટી, બાહ્ય અને આન્તર સર્વ બાબતોમા સુધારો નહિ થાય ત્યા સુધી ખરો તીર્થોદ્ધાર થવો અશક્ય છે એ આપણે સત્વર સમજી લેવાની જરૂર છે

સગીત વિષયક એક સૂચના અહિં તીર્થના સબધમા ખાસ કરવા જેવી લાગે છે કેટલાક તીર્થોમા ચોઘડિયા વગાડવાનો રીવાજ હોય છે, પણ આ રીવાજ દિન પ્રતિદિન ઘટતો માલુમ પડે છે ભોયણીજીમા આ ચોઘડિઆનો જેને જેને મિષ્ટ અનુભવ થયો હશે તે આની મજા શું છે તે જરૂર સમજી શકશે આ રૂઢી પ્રાચીન કાળની છે અને અત્યારે ખાસ ઉત્તેજન આપવા જવી છે પણ સાથે સાથે એ સમજવાની છે કે ચોઘડિયાનો અર્થ આઠ ચાર ઘડિએ પા કલાક સુધી કાન ફોડી નાખે તેવી નોબત સરણાઇઓ રાગ સૂર કે મેળ વિના વાગી જાયને નથી આપણા જગતમાથી નોબત શરણાઇ એટલે બે કોનકોડ વાગે એ સિવાય આપણને વિશેષ ખ્યાલ નથી નોબત શરણાઇનો ખરો અનુભવ મહારાષ્ટ્રમા જવાથી થઇ શકે તેમ જુદી સમય સમયની રાગણીઓ કર્ણમધુર

સાભળવાનો આનદ અવર્ણનીય છે પૂર્વકાળમા રાજા મહારાજાઓની ડેલીઓ ઉપર પણ શરણાઇ નોબત સમયાનુકૂળ રસપૂર્ણ રાગો લલકારતી અને એ રીતે સમયનિર્દેશ કરતી એનુ સ્થાન અત્યારે એક, બે, ત્રણ, ચાર-ગણાવતી ઘડીઆળ ઘટાએ લીધુ છે, એ આપણી સગીત વિષયમા અવનતિ સિધ્ધ કરવાને બસ છે આપણા તીર્થોમા શરણાઈ નોબતની પ્રથાને વધારે ઉત્તેજન આપી પ્રસારવી, નાનામારા વગાડનારને આ કામ ઉપર નિયોજવા અને આવી રીતે યાત્રાળુઓના આત્માને આનદથી ઉલ્લાસયમાન કરવા આ બાબત તીર્થોના વહીવટ કર્તાઓને ખાસ ધ્યાનમા લેવા વિજ્ઞપ્તિ છે

હવે જીર્ણોધ્ધારના સબધમા વિચાર કરીએ આમાં બે બાબત વિચારવા જેવી છે એક તો કળાના સુદર નમુનારૂપ આપણા અનેક દેવાલયો જર્જરિત થઈ રહ્યા છે તે તરફ આપણી અક્ષમ્ય ઉપેક્ષાવૃત્તિ વિષે અને બીજુ જે જે મન્દિરના જીર્ણોધ્ધાર કરીએ છીએ તે તે મદિરોના જીર્ણો ધારમા આપણી અણ સમજને લીધે જોવામા આવતી અનેક ક્ષતિઓ વિષે

પ્રથમ જણાવેલી બાબતમા આપણી ઉપેક્ષા બે રીતે અક્ષમ્ય છે એક તો આપણને જે ભવ્ય અને સુદર મદિરો વારસામા મળ્યા છે તેની ઉપેક્ષા કરીએ છીએ તે આપણો સાધારણ દોષ ન ગણાય અને તેવી સ્થિતિમા પણ જે તીર્થો કે મૂર્તિઓ આપણને બહુ જ પક્ષપાત હોય તેને શોભાવવામા, તેના આભૂષણો ઘડાવવામા આપણે લાખો

રૂપિયાનો ખર્ચ કરતા હોઇએ છીએ ત્યારે ઉપરોકત દોષ કેવડી રીતે અક્ષમ્ય બને છે, આ તો તરસ્યા ભુખ્યાને અન્નજળ આપવાની પરવા ન કરવી અને પેટભર્યાને ફરી ફરીને જમાડવા જેવુ દુષિત ગણાય આપણા જૈનમ દિરોના મોટા ત્રણ મથક બિહાર, રજપુતાના અને ગુજરાત. રાત આમા ગુજરાતમા તો ધનિક જૈનોનો બહુ વસવાટ તેથી ગુજરાતના મ દિરોની તો ઓછી વધતી પણ ઠીક ઠીક સભાળ લેવાય છે પણ બિહાર અને રજપુતાનાના મ દિરોની દશા બહુ દુ ખદ અને શોચનીય હોઇને જૈન સમાજને બહુ શરમાવનારી છે બિહારમા બહુ મોટા મદિરો નથી કેટલીક કલ્યાણક ભૂમિઓ તો માત્ર પાદુકાથી શોભી રહી છે, પણ રજપુતાના અન્ય મ દિરો અત્યારે વિનાશ પામી રહ્યા છે તેનો કેમ કોઇ વિચાર કરતું નથી ? મેવાડ અને મારવાડ આપણા જૈનોને ગૌરવ પમાડનારા દેશો છે મેવાડ મારવાડના ઇતિહાસમા જૈનોએ યશસ્વી ચિરંજીવ સ્થાન મેળવેલુ છે આ મેવાડ મારવાડમા જે જૈનમ દિરો છે તેની સાથે શોભામા, ભવ્યતામા, કોતરકામમા કે બાધણીમા ઉભા રહે એવા ભાગ્યેજ હિંદના અન્ય વિભાગોમા જૈનમ દિરો દષ્ટિગોચર થાય છે આ મ દિરોને બચાવવામા આવે, ઉદ્ધારવામા આવે, અને અન્ય પ્રજાઓને પરિચિત કરવામા આવે તો હિંદની પ્રાચીન અને મધ્યકાલીન શિલ્પકળા અને આલેખન કળા ઉપર અસાધારણ પ્રકાશ પડયા વિના ન રહે, અત્યારે આણ દજી કલ્યાણજીએ પોતાને પ્રાસ થયેલી મોટી મી કતમાથી આદીશ્વર ભગવાનના લાખો રૂપિયાની કિંમતના

ડશવ્યા માબળ્યા છે આદીશ્વર ભગવાનને આભૂષણુની ખોટ નહોતી, અને તેમ છતા પણ જો પાચ વર્ષ તે આભૂષણો મોડા થયા હત તો ચાલત, તેટલી જ મી-કતમાથી જિન મદિરોના જીર્ણોદ્ધારના અતિ અગત્યના પ્રશ્નનો બહુ સહેલાઇથી નીવેડો આવી શકત આથી પૂર્વ કાળના અ પ્રતીમ અવશેષો બચત અને જૈન પ્રજાનું ગૌરવ વધત, એક બાજુએ જ્યારે અનેક મદિરોની માટી થઇ રહી હોય ત્યારે બીજી બાજુએ અમુક મૂર્તિને શણગારવામા અનર્ગળ દ્રવ્ય ખરચ્ચે જઇએ, આમા ડહાપણ, ‍દીર્ઘદ્રષ્ટિ કે વિવેક ક્યા રહ્યો ? જ્યારે ભવિષ્ય કાળમા એ પુરાતન મદિરના ખડેરો ઉપર કોઇ ઇતિહાસ સશોધક વિચરશે અને સાથે સાથે શત્રુજય, લોયણી કે પાનસરની સમૃદ્ધિના વર્ણનો વાચશે ત્યારે ઇતિહાસ પટ ઉપર તે જૈન પ્રજા માટે કેવો અભિપ્રાય આળેખશે !

હવે બીજી બાબત જીર્ણોદ્ધાર વિધાનમા પ્રગટ થતા આપણા અજ્ઞાના-ચરિત વિરની રહી કોઈ પણ જીર્ણ મદિર ઉદ્ધારવામા મુખ્ય બાબત એ લક્ષમા રાખવી જોઈએ કે મદિરના મૂળ સ્વરૂપને કોઈ પણ રીતે ક્ષતિ ન પહોચે મદિરની બાવણીમા કે ઘટનામા, આલેખનમા કે ચિત્ર કામમા-સર્વત્ર મદિરની મૂળ એકરૂપતા અબાધિત રહેવી જોઇએ આનો આશય એમ નહિ કે જેટલુ જુનું એટલુ સારૂ પણ જુના અને નવાની આજ જ્યા ત્યા મેળ વિનાની ભેળસેળ જોવામા આવે છે તે જોઇને તો બહુ દુ ખ થાય છે, આથી બાધકામ તો અસલનુ જ બરોબર વિચા-

રીને જાળવી રાખવા પ્રયત્ન કરવો જોઈએ સુશોભનમા પણ મૂળ આરસ હોય તેને બદલે અત્યારે જાત જાતની વિલાયતી લાદીઓ ગોઠવવામા આવે, મૂળ ઘેરા રંગોથી ભીંત રંગાયલી હોય તેને બદલે અત્યારે અંગ્રેજી ખુલતા રંગી ભીંતો ભરવામા આવે, મુળ ૐ હ્રીં કે સિદ્ધચક્રના આલેખનો હોય તેને બદલે યુનીયન જેક કે અંગ્રેજી રાજ ચિન્હોના આલેખનો નજરે પડે, મૂળ મંદિર બનાવનાર શેઠ શેઠાણીને એક ઠેકાણે હાથ જોડાવી નમ્ર ભાવે ઉભા રાખવામા આવ્યા હોય તેને બદલે અત્યારે વીશમી સદીના પૂર ફેશનવાળા પોશાકમા સજ્જ થયેલ મંદિરો દ્વારક શેઠ શેઠાણીની અર્ધી કે આખી છબી ભીંત ઉપર ચિતરાયલી કે રંગાયલી જોવામા આવે, આવી દશા જોઈને આપણને એમ જ થાય કે આ તો મંદિરનો ઉદ્ધાર નહિ પણ પતન જ થઈ ગયું ! આ વિષયનો અહિ વિસ્તાર કરવાને અવકાશ નથી તેથી સંક્ષેપમા એટલી જ સૂચના કરવાની કે જીર્ણોદ્ધાર કરાવનારે પોતાની જવાબદારી બરોબર સમજીને મંદિરના મૂળ સ્વરૂપને જરા પણ હાનિ ન પહોંચે પણ મૂળ સ્વરૂપ વિશેષ પુષ્ટ બને તેવી રીતે જ મંદિર સમરાવવાનું કામ કરવું આમ કરવાથી જ ખરૂ કલ્યાણ છે અન્યથા જીર્ણોદ્ધાર કરાવનાર ઉલટો અમુક અંશે દોષભાગી બની જાય છે

હવે તીર્થ વિષયક ચર્ચામા આગળ વધતા પહેલા તીર્થો સાથે અનિવાર્ય સબંધ ધરાવતી ધર્મશાળા વિષે થોડો વિચાર કરી લઈએ કળાદૃષ્ટિએ ધર્મશાળાના

મુખ્ય વાત એ જણાવવાની કે અત્યારે ચણાવામા આવતી ઘણીખરી ધર્મશાળાએ ઢદિ પણ દેખાવમા ધર્મશાળાએ નથી લાગતી, પણ ધનિક પુરુષોને વસવા ચોગ્ય નિવાસ સ્થાને હોય તેવી દેખાય છે આ દોષ સૌથી વધારે પાલી તાણાની ધર્મશાળાઓમા દ્રષ્ટિગોચર થાય છે, નવી નવી ધર્મશાળાઓને મુખ ભાગ રાજમહેલ જેવો અને અદર સગવડ જુઓ તો કાઇ ન મળે આ બન્ને તત્વ ધર્મ શાળાની ભાવનાના વિરોધી ગણાય ધર્મશાળાને દેખાવ બહુ જ સાદો જાઇએ દૂરથી જોઇને કોઇ અજાણ્યાને પણ એમજ થવું જોઇએ કે સામેનું મકાન ધર્મશાળાનુ જ હોવું જોઇએ, સપાટ જમીન ઉપર એકઢાળીઆવાળી ઓર ડીઓની હારની હાર ઉભી હોય અને મુખભાગ ઉપર આવે તેને નિમત્રણ આપે તેવો સાદ ઘાટને વિશાળ દરવાજો હોય ધમગાળા ચણાવનારના કશા માલીકી હક ન હોય અને ધર્મશાળાના મુનિમના ઓરડીઓ ઉપર ખોટા તાળા ન હોય ધર્મશાળાની અદર તથા આસપાસ સ્વચ્છતા જાળવવાની સખ્ત ગોઠવણ હોય અને રસોડાની તથા શૌચની બરોબર વ્યવસ્થા હોય આવા ધોરણો ઉપર ધર્મશાળાઓ બધાય ત્યારેજ યાત્રાળુઓની સેવા સાધ વાનો ઉદ્દેશ ખરી રીતે પાર પડયો કહેવાય બાકી અત્યા-રની ધર્મશાળાઓમા તો માત્ર ભાડુ નહિ લેવામા જ ધર્મશાળાપણું જળવાઇ રહ્યુ છે આથી વિશેષ કશો ઉદ્દેશ અત્યારની ધર્મશાળાઓ સાધી શકતી હોય તેમ મને તો લાગતું નથી અત્યારની ધર્મશાળાઓ કા તો રાજમહેલ જેવી હોય છે, નહિ તો પાજરાપોળ જેવી હોય છે આનો

અર્થ એજ કે ધર્મશાળાનો શુ ઉદ્દેશ હોય તે કોઇ સમજતુ નથી યાત્રાળુઓ તીર્થ સ્થાનમા નિવૃત્તિથી રહીને બની શકે તેટલુ ધર્મવિહિત જીવન ગાળવાને માટે આવે છે આવી સગવડ ધર્મશાળા ન આપી શકતી હોય, આવુ વાતાવરણ ધર્મશાળા ઉભુ ન કરી શકતી હોય તો ધર્મશાળા અને વગર ભાડાના મકાનમા શુ ફેર રહ્યો? માટેજ ધર્મશાળાના બાહ્ય દેખાવમા કે અન્તર [illegible] આવા ઉદ્દેશોના અનુસરણની ખાસ અગત્યતા છે

જેવી ભૂલ ધર્મશાળા બાધવામા થાય [illegible] ભૂલ સાધુ સાધ્વીના ઉપાશ્રયો બાધવામા [illegible] થ છે આપણે આપણા સ્થાપત્યના નિયમોની [illegible] ઉપેક્ષા કરી દીધી છે કે આપણા ગલાટોને [illegible] કોઇ મકાનો બાધવાનુ કહેવામા આવે છે [illegible] પની કોઇ હોટેલ કે નિવાસગૃહના નમુના [illegible] ઉતારી લાવે છે અને તે પ્રમાણે [illegible] છે આ રીતે ચાલતા ભવિષ્યમા શિખરબદ્ધ [illegible] વિલા- યતી નળીઆના છાપરાવાળા અને ગેલેરી [illegible] માળાવાળા જિનમદિરો પણ બધાશે [illegible] થાય છે મકાન બાધતા પહેલા [illegible] માટે તે મકાન બાધવાનુ છે તેનો પ્રથમ [illegible] સરતી યોજના તથા દેખાવવાળા [illegible] ધર્મશાળા કે ઉપાશ્રયો બાધવામા [illegible] બાબતની ઉપેક્ષા થતાથી તે તે સસ્થાઓ [illegible] બનતી [illegible] તેનો બરોબર વિચાર કરી [illegible] ન થાય એવી જૈનસમાજે ખાસ [illegible] રહેવી

હવે મજા વિષય ઉપર આવતા આજકાલ નવા નવા તીર્થો ઉભા થાય છે ત વિષયમા જૈન પ્રજાનુ ખાસ ધ્યાન ખેચવાની જરૂર લાગે છે અર્વાચીન તીર્થોના સોયણી પાનસર, જઘડીઆ, ઉપરિયાળા વગેર ગણાય આ બધા તીર્થો ઉભા થવાનુ મૂળ કારણુ વિચારતા માલુમ પડે છે કે તે સ્થળોની આસપાસમા જિનમૂર્તિ નીકળેલી અને તેવી તે તે સ્થળોનો મહિમા વધી ગયો અને તીર્થસ્થાનો ઉભા થયા, આવી રીતે તીર્થો ઉભા કરવામા આપણે બહુ જવાબદારી વધારતા જઇએ છીએ તે બહુજ વિચાર કરવા જેવી બાબત છે, વળી પહેલાના તીર્થોના નિર્માણ કેમ થયા હશે તેનો વિચાર કરતા આપણે જોઈ ગયા કે કા તો તે તે સ્થળોને તીર્થંકરોના જીવન ચરિત્ર સાથે ગાઢ સબધ હોય અથવા તો તે સ્થળ સ્વત બહુજ સુન્દર હોય માત્ર મૂર્તિ નીકળી એટલે એ સ્થળની તીર્થસ્થાન માટે યોગ્યતા સિધ્ધ થઇ જતી નથી આવી રીતે નવા નવા સ્થાનો ઉભા થતા, જુના અને વધારે મહત્વવાળા તીર્થ સ્થાનો પ્રત્યે લોકોની ઉપેક્ષા થતી જાય છે અને નૂતન વ્યામોહ વધતો જાય છે લોકોની શ્રધ્ધા અને ભક્તિ ધર્મની ખરી મૂડી છે, તે આમ નવા નવા સ્થળો પાછળ ખરચાય તે કોઇ રીતે ઇચ્છવા યોગ્ય નથી, આ બાબ તોમા શ્રાવકોને તેમજ સાધુઓને બહુ દુરદેશી વાપરીને વિચાર કરવો ઘટે છે નવી મૂર્તિ નીકળે તો માનપૂર્વક નજીકના મદિરમા પધરાવો પણ તેની પાછળ મોટા મદિર અને મોટી મોટી ધર્મશાળાઓના ખર્ચમા ઉતરવા જેટલી આપણી સપત્તિ નથી અત્યારના સમયમા તો જે

મદિરો અને પ્રાચીન તીર્થોનો અમુલ્ય વારસો મળ્યો છે તેની સભાળ લેવાય તો બસ છે

આની સાથે જ ઉપર જણાવેલી બાબતમા વિરોધાભાસ કરાવતી એ, નવુ તીર્થસ્થાન ઉભુ કરવાની દરખાસ્ત કરવા હુ સાહસ કરૂ છુ અને હમેશા મનમા પ્રશ્ન થયા કરે છે કે હીમાલયમા આપણું એકે તીર્થસ્થાન કેમ નહિ ? હિંદુસ્તાનની સપાટ ભૂમિ ઉપર આવેલા મોટા મોટા પહાડો ઉપર જૈનોનુ એક એક તીર્થસ્થાન હોય અને હીમાલયમા એક પણ કેમ ન હોય ? શ્રી અષ્ટાપદ પર્વત હીમાલયમા હોવાનુ કહેવામા આવે છે પણ અત્યારે તો હીમાલયમા તેનો કશો પત્તો લાગતો નથી તેની અવેજીમા હીમાલમા એક તીર્થસ્થાન જૈનોએ ઉભુ કરવુ જ જોઇએ, નદીઓમા ગગાનો તેમ પર્વતોમા હીમાલયનો મહિમા જુદો જ છે અહિં નિસર્ગ સ્વચ્છદે મહાલે છે, અને પરા નિવૃત્તિનો ખરો સાક્ષાત્કાર પણ અહિંજ રહેલો છે યોગીઓ સદા હીમાલયને જ ઝખે છે અને આ ડોળાયેલી દુનિયાથી વિશુધ્ધ થવા માટે ઉત્કૃષ્ટ સ્થાન હીમાલય ગણાય છે આવા સ્થળમા અન્ય હિંદુઓના અમરનાથ બદ્રીનાથ, કેદારનાથ, જન્મોત્રી, ગગોત્રી વિગેરે અનેક તીર્થ સ્થળો હોય અને જૈનોનુ અહિં નામ નિશાન પણ ન મળે ? આવા સ્થળમાં જૈનોએ જરૂર એક સસ્થાન ઉભુ કરવુ જોઇએ હીમાલયના ઉડાણમા કોઇ એક સુન્દર અને વિશાળ ટેકરી ઉપર કે જ્યાથી બરફની શ્વેત પર્વતમાળા સાફ સાફ નજરે દેખાઇ શકતી હોય ત્યા શ્વે

આરસનું એક સુન્દર મંદિર અને નાની ધર્મશાળા બંધાવી આપનાર કોઈ ઉદાર જૈનબંધુ ન નીકળે? આણં દજી કલ્યાણજી ધારે તો જૈનોની આ ખોટ તુરત પૂરી પાડી શકે પણ આવી ભાવનાઓ તે પેઢીના પ્રતિનિધિ ઓને પહોંચી વળતા કોણ જાણે કેટલો સમય ચાલ્યો જાય આપણામાં એકાન્ત નિવાસ, ધારણા, ધ્યાન, સમાધિ વિગેરે ઉંચી આધ્યાત્મિક પ્રવૃત્તિઓ તદ્દન લોપ થઈ ગઈ છે તેને ઉત્તેજવામાં આવું તીર્થ નિર્માણ બળવાન્ નિમિત્ત બની શકે, વળી પર્વત પ્રવાસનું કષ્ટ અને મજા-ઉભય સપાટ પ્રદેશના સરિયામ રસ્તે વિચરનારી જૈનપ્રજાને તદ્દન અજાણ્યા અગોચર છે આ કષ્ટ અને મજા અનુભવવાની જૈન પ્રજાને આત્મવિકાસ અર્થે ખાસ જરૂર છે બાહ્ય અને કૃત્રિમ રચનામાં આનંદ માનનાર જૈનપ્રજા આવું નિમિત્ત થયા સિવાય કુદરત વચ્ચે રહી અમિત આનંદ ભોગવવાનો લ્હાવો કદિ પ્રાપ્ત કરી શકશે નહિ તદુપરાન્ત આરોગ્યભુમિ તરીકે પણ આવું સ્થાન નિર્માણ જૈનસમાજને બહુ બહુ ઉપકારક થઈ પડે આશા છે કે આ સર્વ લાભ પરંપરા કોઈ રસિક જૈન શ્રીમાનને શ્રવણગોચર થશે અને હિમાલયમાં જૈનોનું તીર્થસ્થાન ઉભું કરવાનું આજે મને આવેલું સ્વપ્ન આવતી કાલે સાચું પડેલું જોવા આપણે સર્વે ભાગ્યશાળી થઈશું

## ઉપસંહાર.

### (૧૬)

આપણે આટલી લાબી લેખમાળાદ્વારા આપણા ધાર્મિક જીવનમા અનેક અગો તપાસ્યા અને તે સર્વ અગોમા કળાવિહીનતા કેવી રીતે વ્યાપી રહી છે તેનુ સામાન્ય રીતે નિરીક્ષણ કીધુ સાથે સાથે મૂર્તિ, મદિર અને તીર્થની વિશિષ્ટ સમાલોચના પણ કીધી આ લેખમાળા લગભગ બે વર્ષ સુધી લખાયેલ હોવાથી વિષયાન્તગામી નિવેદન કરવા પહેલા જે જે વિષયોની અત્યાર સુધી ચર્ચા કરવામા આવી છે તેનો સક્ષિપ્ત સાર અહિ રજુ કરવામા આવે તો વાચકને આખી લેખમાળાનો આશય તથા ધ્યેય સમજવામા બહુ સરળતા થઇ પડે

પ્રથમ આપણે કળા અને ધર્મનો સબધ વિચાર્યો આત્માનુ લક્ષ્ય સચ્ચિદાનદ સ્વરૂપની પ્રાપ્તિ છે એમ હિંદુ ધર્મની ત્રણ મુખ્ય શાખાઓ—વેદધર્મ, જૈનધર્મ, અને બુદ્ધ ધર્મ માને છે, તેમા 'આનદ' સ્વરૂપની પ્રાપ્તિ વિશ્વવ્યાપી સૌન્દર્યના સાક્ષાત્કારમા રહેલી છે અને સૌન્દર્ય સાક્ષાત્કાર કળાભિજ્ઞતા વિના અશક્ય છે, તે રીતે કળાનો આત્માના પરમ લક્ષ્ય સાથેનો સબધ સિદ્ધ થાય છે આત્મવિકાસ સર્વ ધર્મોનુ લક્ષ્ય છે, આત્માને અનેક અપૂર્ણતાએથી પૂર્ણતાએ પહોચાડવા માટે અનેક વિધિનિષેધાત્મક સૂત્રોનુ સર્વ ધર્મશાસ્ત્રો પ્રતિપાદન કરે છે આ આત્મવિકાશ એટલે શુ ? અપૂર્ણતામાથી પૂર્ણતાએ પહોચવુ એટલે શુ ? અસત્યોથી છુટા થઇ સત્ય સમજવુ, અધર્મનો ત્યાગ કરી ધર્મ

માર્ગે વિચરવું આસક્તિથી વિમુક્ત થઈ નિર્મળ ભાવે સ
સૌન્દર્યને અનુભવવું તે આત્મવિકાસ કહેવાય—પૂર્ણતાપ્રા
કહેવાય આના ગર્ભમાં કળાવિષયક આત્મપ્રગતિનો સમા
વેશ થઈ જાય. આ વિચાર આત્મોન્નતિપ્રાપક ધર્મવિષ
સાથે કળાનો સબંધ સારી રીતે સ્પષ્ટ કરે છે

ઉપરોક્ત સિદ્ધાન્ત તો ધર્મ અને કળાનો બહુ વિશા
અર્થ લઇએ તો જ ઘટી શકે છે પણ કળા અને ધર્મ
લોકપ્રચલિત સંકુચિત અર્થ લઇએ તો પણ જુદા જુ
ધર્મોના સંગઠન, વિકાસ અને પ્રચારમાં કળાઓએ જે ભા
ભજવ્યો છે અને જુદી જુદી કળાઓની પ્રગતિ અને પ
શુદ્ધિ કરતા રહેવામા દરેક ધર્મે જે કાર્ય કીધુ છે તે અ
દષ્ટાન્તોથી સુગમ્ય થઇ શકે છે, તેમજ પ્રત્યેકનો ઉત્ક
અને અપકર્ષ અન્યના ઉત્કર્ષ ને અપકર્ષ સાથે કેટલો નિ
સબંધ ધરાવે છે તે પણ કળા અને ધર્મને લગતા દેશ
શના ઇતિહાસ નીરખવાથી સહજ માલુમ પડે તેમ
વળી એક દેશનું અન્ય દેશ ઉપર શાસન સ્થપાય ત્ય
વિજેતા દેશની સંસ્કૃતિનું શાસિત દેશના કળા અને ધ
ઉપર નિયંત્રણ સ્થપાયા વિના રહેતું નથી અને તેના પ
ણામે ઉભયમાં અનેક શુભાશુભ પરિવર્તનો થવા માંડે
તેમાં જ્યારે શાસિત પ્રજા સારાસારની તુલના કરવાની શ
ગુમાવી બેસે છે, ત્યારે તે પ્રજાના કળા અને ધર્મ ઉ
બિંબપ્રતિબિંબન્યાયે એકમેકના અધઃપતનને પોષતા જ
છે આવી સ્થિતિ ચિરકાળથી પરતંત્રતાપીડિત આપ
ભારતવર્ષની થઇ પડી છે એ ભારતવર્ષના ઇતિહાસ સં
ધકોને સુગમ્ય છે આથી આપણી કળાવિષયક પ્રવૃત્તિ

સ્વામિના સત્યો પણ આવી અધોગત સ્થિતિને પામ્યા કે જૈનોને જમણવારમા જમતા બેઠા જોઇને અન્યને સૂગ આવે, કોઈને આનદ ન થાય, વ્યવસ્થાસર બેસવાનુ કે સ્વચ્છતા જાળવીને ખાવાનુ કોઈ સમજે જ નહિ ઘણી વખત તો પીરસનાર ઉપર એવી ધમાલ થાય કે જમનાર વર્ગ પશુસમુદાય જ હોય એમ લાગી આવે

પર્વોની ઉજવણીમા પણ કોઇ જાતની કળા દેખાતી નથી પર્વો આનદસાધક અને ધર્મસાધક બે પ્રકારનાં હોય પર્યુષણની ઘટનામા બન્ને પ્રકારના પર્વોનો સમાવેશ થઇ જાય છે, છતા તેનો સુપન ઉતારવાનો કે ઘોડીયા પારણા ઝુલાવવાનો આનદસાધક વિભાગ માત્ર અન્ય ધર્મના પર્વો ઉપરથી યોગ્યાયોગ્ય વિચાર શૂન્ય અનુકરણનુ પરિણામ હોઇને કળા દ્રષ્ટિએ બહુજ ખામીવાળો લાગે છે અને તેથી જૈન દર્શનનુ રહસ્ય સમજનાર આવા આનદ ઉત્સવમા ભાગ લેતા અચકાય છે, મહાવીર જયતી ઉજવતા તો હજુ કોઇને આવડતી જ નથી, પૂર્ણિમાને પર્વ તરીકે ગણતા છતા પૂર્ણિમાની રાત્રિએ તો જૈન ભાઇઓ ઘરમા જ બેસી રહે છે બીજા પર્વોની ઉજવણીમા કળાની દ્રષ્ટિએ અભિમાન લેવા જેવુ કશું હોતું નથી

હવે જૈન મૂર્તિપૂજા ઉપર વિચાર કરીએ જૈન મૂર્તિપૂજા એટલે એક જાતની આદર્શપૂજા જે તીર્થંકરનુ શાસન સ્વીકારી આપણે ધર્મ માર્ગે વિચરવા ભાગ્યશાળી થયા છીએ તેનો આપણા ઉપર પરમ ઉપકાર ગણાય. તેમણે ઘર સસાર છોડી પરમ સત્ય સમજવા જે સન્યાસ સ્વીકાર્યો અને સત્યસિદ્ધિ કરી તે સન્યાસનુ-યોગારૂઢ પવિત્ર જીવનનુ

નિરતર સ્મરણ કરાવે તેવી આરસ કે પાષાણુની જિનમૂર્તિનુ નિરતર પરિશીલન તે જૈન મૂર્તિપૂજા આવી જિનમૂર્તિ મનુષ્ય જીવનની ઉંચામા ઉંચી ભાવનાઓની દ્યોતક હોઈને અન્ય દેવમૂર્તિઓમા બહુ ઉંચુ સ્થાન ધરાવે છે મૂર્તિની પ્રભુતા તેના નિષ્પરિગ્રહિત્વમા યોગીને યોગ્ય પર્યકાસનમા, સન્યાસીને યોગ્ય સાદાઇમા રહેલી છે તે મૂર્તિના ભાવ કે ભાવના નહિ સમજનાર જૈન સમાજે તેની શી દશા કીધી છે ?

મૂર્તિને પ્રથમ તો ચક્ષુ ટીલા ચોડના માડયા ? મોઢ ઉપર તાબુળ રચના કરવા માડી ! ચદન છોડી કેશર વિલેપન આદર્યુ અને મૂર્તિને જર્જરિત કરવા માડી ! કેશરની બીજી અયોગ્યતાનો પણ કોઇએ ખ્યાલ ન કીધો ! ચક્ષુઓના ચગદા ચોડવાથી મૂર્તિની આખી મુદ્રાને કેટલે ધક્કો પહાચે છે તેનો તો કોઇને વિચારજ ન આવ્યો યોગીના કપાળમા આડ અને તિલક શા ? માથે મુગટ, કાન કુડલ, બાજુએ પાખર, હાથમા કકણુ, ગળામા હાર અને છેવીમા નાળીએર, આ ઉપરાત સુરૂપ મૂર્તિને એમ કુરૂપ બનાવે તેના છતીએ બીભીત્સ અને ગ્રીવ૧૪-આ સર્વની જિનમૂર્તિ ઉપર યોગ્યાયોગ્યતાનો કોઇ વિચારજ ન કરે ! જેવી રીતે રામ કે વિષ્ણુની મૂર્તિ ઉપર શોભાઓ થાય તેવી કોઇ પણ પદ્માસનસ્થ જ્ઞાનીના દેહ ઉપર થાય, જાતજાતની આગીઓ રચાય, જાકીટો કરાય, ઘડિયાળો મુકાય ! આ સર્વ આપણી ભાવવિહીનતાની પરાકાષ્ટા જ સૂચવે છે ભગવાન મટી લહેરી દેખાય તેવા ભગવાન !! મૂર્તિના ઉત્કર્ષ કે અપકર્ષ સમજવો ? આ ઉ

રાત આપણી જૈન મૂર્તિઓમા બીલકુલ વિવિધતા દેખાતી નથી, પણ એ પણ એટલુ જ ધ્યાન ખેચે તેવુ છે મૂર્તિ ઘડાવવામા એક સુદર સપ્રમાણ અવયવવાળો યુવાન રૂપ જાળવવા સિવાય આપણુને બીજો વધારે ભાગ્યે જ ખ્યાલ હોય છે આથી બુદ્ધની જુદા જુદા સ્થળોમા રહેલી મૂર્તિઓ નિરખવામા જે મજા આવે છે તે મજા કે આકર્ષણ જિન મૂર્તિઓ નિરખવામા નથી અનુભવાતું ભગવાનની જુદી જુદી સ્થિતિની મૂર્તિઓ કરવાનો પણ આપણામા પ્રચાર દેખાતો નથી, તેથી મૂર્તિઓ પ્રત્યે પણ આપણી રસિકતાપૂર્ણ ભક્તિ છે એમ કહેવાનો આપણને કશો હક રહેતો નથી

હવે મદિરનુ પ્રકરણ તપાસીએ મદિર કેવા સ્થળમા હોવુ જોઇએ તેનો ખ્યાલ આપણે છોડી દીધો છે પૈસા હોય તે મદિર બધાવવા પાછળ વાપરી નાખવા જોઇએ તેમ ધારી ગીચ વસ્તીવાળા શહેરોની વચમા વણે ઠેકાણે ખુબ મદિરો ભરી દીધેલા જોવામા આવે છે આ રીતે મદિરનો આદર્શ અવનતિ પામે છે મદિરનુ લક્ષ્ય અસિદ્ધ બને છે વળી મદિરમા શણગાર બહુ થાય છે, પણ શણગાર સાથે સાદાઈનુ સરક્ષણ વિસરાતુ જાય છે શોભા કરવામા આવે છે તેમા પણ આખોને આજવાનો જ પ્રયાસ હોય છે, આખને આનદ કે શાન્તિ આપવાનો હેતુ જણાતો નથી તેથી જે ઉત્કૃષ્ટ પ્રકારનુ વાતાવરણ જૈન મદિરમા વ્યાપી રહેવુ જોઇએ તે ભાગ્યે જ કોઇ કોઇ ઠેકાણે અનુભવાય છે ચિત્રામણ કરવામા તો પહેલા જણાવ્યું તેમ ઇતિહાસ ભૂલાય છે, સ્થાપત્યગૌરવ વિસરાય છે, મદિરના ચિત્રપાત્રોમા દીનતા-પવિત્રતા જોઈએ તેને સ્થાને મદોન્મત્તતા

અને વિકારવશતા ઘણી વાર નજરે પડે છે અને પૌવાત્ય અને પાશ્ચિમાત્ય કળા જે જે મુખ્ય અંશોમા જુદી પડે છે તેનું તો આપણા ચિત્રકારો તદ્દન ભાન ભૂલી ગયા હોય એમ લાગે છે કોતરકામ કે બાધકામમાં પણ આજ દશા જોવામા આવે છે, નહિ તો અગ્રેજી વાવટા અને રાજચિન્હોની આકૃતિઓના આલેખન જોવા ન મળે, દૈવી શક્તિથી ઉડતા દેવતાઓને બદલે પાખોવાળી પરીઓ અને ફિરસ્તાઓ ન ગોઠવાય, કમળ અને ચબેલીની રચનાને બદલે 'ફરગેટ મી નોટ' અને 'વાયોલેટ' ન દેખાય બાધકામમા પશ્ચિમના ક્રિશ્ચિયન મદિરોની બાધણીનું અને જુદા જુદા અવયવોનું બહુ અસબદ્ધ અનુકરણ મદિરોમા વધતું જાય છે, તે પણ એટલુજ શોચનીય છે મદિરમાં જીર્ણોદ્ધાર કાર્યમા પણ આવી ગભીર ભૂલો નજરે પડે છે પ્રાચીન મદિરને સમરાવનાર તે મદિરની પ્રાચીનતાને પુનર્જીવન આપવાનુ ધ્યાનમા રાખતો નથી, પણ તે મદિરને બને તેટલી અર્વાચીનતા આપવા પાછળ દ્રવ્યવ્યય કરે છે અને તેથી આપણા તેવી રીતે સમરાવેલા મદિરો તો સીતેર એશી વર્ષનો ડોસો અગ્રેજી પોશાકમાં જેવો દેખાય તેવો ઉપહાસયોગ્ય દેખાવ આપે છે મદિરોમા વિલાયતી લાદીઓ વાપરવામા આવે છે તે પદ્ધતિમા તેમજ લાદીઓની ગોઠવણ અને પસદગીમા પણ એવીજ રસશૂન્યતા અથવા વિવેકશૂન્યતા પ્રગટ થાય છે, વળી આપણા મદિરોમા ફાવે તેટલી અને ગમે તેવી મૂર્તિઓ ગોઠવવાનો રીવાજ પણ પ્રમાણશૂન્યતા સૂચવે છે ખરી રીતે એક ગર્ભદ્વારમા એકજ જિનબિબ જોઇએ, આને બદલે પદર, વીશ કે પચ્ચીશ મૂર્તિઓનો સમૂહ જ્યારે એક સાથે ગોઠવાયેલો

જોવામા આવે ત્યારે મદિરમા 'મ્યુઝિયમ'ની ભ્રાન્તિ થયા વિના રહેતી નથી, વળી મદિરમા બેસાડવામા આવતી મૂર્તિઓના ઘાટઘુટનો પણ બહુ વિચાર કરવામા આવતો હોય તેમ જણાતુ નથી મૂર્તિ સુન્દર અને ભાવવાહી ન હોય તો દર્શન કરનાર ઉપર શી રીતે પ્રતિભા પાડી શકે?

આપણા પૂજન વ્યવહારને વિચારીએ તો કેટલાક તત્ત્વો અવશ્ય બહુ સુન્દર લાગે છે, પણ આરતી ઉતારવાની કે પૂજા ચઢાવવાની આપણી રીતોમા ઘણું હાસ્યપદ બનતું જોવામા આવે છે અત્યારની ઝાલરીઓની કર્કશતા કાનને બહેર બનાવી દે છે, તેને બદલે મધુર અને કાનને કટાળો ન આપે તેવી ઝાલરીઓ બનાવવા તરફ કોઈનુ હજુ ધ્યાન ખેચાયું નથી, વળી સોના રૂપા કે તાબાના સિક્કાઓ મૂકવાનો પ્રચાર બહુ વધી પડયો છે તે આપણી વણિકશાહીનુ પરિણામ છે સોનુ રૂપુ મૂકવું હોય તો પણ અગ્રેજ પુરુષની અને છાપની રેખાવાળા સિક્કા શુ કામ મૂકવા? આપણા ધાર્મિક ચિન્હોથી અકિત સુન્દર આકૃવાળા સોના રૂપા કે તાબાના પતરા મૂકી ન શકાય? મદિરમા આવતા નરનારીઓના પોશાક વિષે પણ કહેવાની જરૂર છે કે આપણે મદિરને અને ગજદરબાર અથવા તો વિલાસસ્થાને જુદા પાડી શકતા નથી, તેથી જેવો પોશાક પહેરીને આપણે ગજદરબાર કે વિલાસસ્થાનમા જઇએ છીએ તેજ પોશાકથી આપણા સ્ત્રીપુરુષો મદિરને શોભાવે છે, વળી નાના છોકરાઓને તો મદિરમા સાહેબ બનાવીને લાવવામા આવે છે આવું આચરણ મદિરની પવિત્રતા દિવ્યતા-સમજનાર કેમ કરે?

આધુનિક જિનમંદિરની વિકૃતતા બે બાબતથી વધારે સ્પષ્ટ થાય છે, અને તેથી તે બે બાબતમાં સુધારો થવાની ખાસ આવશ્યકતા ગણાય જ્યારે ભગવાનની મૂર્તિની આડે રૂપાના બારણા કે જાળીઓ દેખાય છે ત્યારે જગદુપકારક મહાવીર આદિ તીર્થંકરોના આદર્શને *આઘાત લાગતો અનુભવાય છે જે જિનમંદિર 'અભંગદ્વાર' ગણાઇને દુનિયાના સર્વ દેવમંદિરોને દૃષ્ટાન્તરૂપ થવું જોઇએ તે જિનમંદિરના બારણે તાળા હોય, દરવાજા બંધ હોય, ચોકીદારો ચોકી ભરતા હોય! આ સાધારણ વિપર્યાસ ન ગણાય! આ અભંગદ્વારત્વનો નાશ થવાનું કારણ મંદિરનું સભયત્વ છે અને આ સભયત્વનું કારણ મંદિરના અમર્યાદિત પરિગ્રહત્વમાં રહેલું છે આ અમર્યાદિત પરિગ્રહત્વને અંગે દેવમંદિરમાં તીજોરીઓ દેખાય, બહાર બંદુકધારી જમાદારો જોવામાં આવે અને મંદિર જેવી પવિત્ર સંસ્થાનું વેપારીની પેઢીમાં સંક્રમણ થાય મંદિરનું પરિગ્રહપ્રમાણ એકદમ સંકુચિત કરવામાં નહિ આવે ત્યાં સુધી મંદિરમાં સાદાઇ નહિ આવે અને નિર્ભયતા નહિ જન્મે, અને વળી જ્યાં સુધી મંદિરો ખરા અર્થમાં નિર્ભય ન થાય ત્યાં સુધી અભંગદ્વાર, તો તે કેમજ બની શકે?

બીજી બાબત ઘી બોલવાને લગતી છે જ્યારે મંદિર પેઢી બને ત્યારે મંદિરની અંદરના વ્યવહારમાં પણ પેઢીના તત્ત્વો આવી જાય તે સ્વાભાવિક છે વળી આપણું જીવન બજાર તત્ત્વોથી ભરેલું અને સોદા સટ્ટા અને હરરાજીના સંસ્કારોથી સંસ્કારિત થયેલું, તેથી મંદિરમાં ઘી બોલવાને અંગે થતી અશાન્તિ, રસાકસી, હરિફાઇ તેમજ હરરાજીની જ પરિભાષાનો નિરન્તર ઉપયોગ આખા મંદિરના ઉચ્ચગામી

પવિત્ર શાન્ત વાતાવરણનો કેટલો ઘાતક છે તેનો આપણને કેમ ખ્યાલ આવે ? પણ ઘી બોલવાનો રીવાજ જ્યા સુધી બે પ્રકારની માન્યતા ન ટળે ત્યા સુધી દૂર કરવો અશકય છે એક તો બીજી મૂર્તિઓ કરતા મૂળનાયકની પૂજામા અને બીજુ મૂળનાયકની પાછળની પૂજા કરતા પહેલી પૂજામા વધારે પુણ્ય રહેલુ છે-આ બે પ્રકારની માન્યતાઓથી જૈન સમાજે છુટા થવાની પહેલી જરૂર છે આ માન્યતાઓને શાસ્ત્રીય આધાર હોઈ ન શકે તે શાસ્રનુ રહસ્ય સમજનાર કબુલ કર્યા વિના નજ રહે સામાન્ય લોકોમા આ જ્ઞાન ફેલાવવાની ખાસ જરૂર છે જો તેમ નહિ થાય તો મદિરને ખરી સાદાઈ કે શાન્તિ નહિ મળે, અને આપણી સામાન્ય સાસારિક કે સામાજિક સસ્થાઓથી મદિરમા કશી વિશેષતા રહેવા નહિ પામે

જૈન તીર્થોના સબધમા વિશેષ ખાસ કહેવાનુ રહેતુ નથી જે બાબતો જિનમદિરના વિષયમા જણાવી તે તીર્થોને વધારે સચોટ રીતે લાગુ પડે છે સામાન્ય મદિર કરતા તીર્થ ઉપર જનતાનો બહોળો સમુદાય એકત્રિત થતો હોવાથી તીર્થની જવાબદારી ઘણી વધારે છે, તીર્થની પરિશુદ્ધિ તેમજ શોભા ખાસ જરૂરના છે ગીચ શહેરોની વચ્ચે આવેલા મદિરોમા ગમે તેટલા પ્રયત્ને પણ જોઈએ તેટલી શાન્તિ કે પવિત્રતા ન સચવાય. તીર્થ ઉપર તો શાન્તિ અને પવિત્રતા ખાસ રક્ષિતવ્ય ગણાય વળી સાદાઈ પણ તીર્થનુ એટલુ જ ઉપયોગી અગ છે આ ત્રણે બાબતો દિન પ્રતિ દિન ઘટતી જતી જોવામા આવે છે તે બહુ શોચનીય છે વળી જુના તીર્થોનું સરક્ષણ તો થઇ શકતુ નથી અને સ્થળ કે સમયની યોગ્યતા વિચાર્યા વિના ખાસ કારણે સિવાય

નવા નવા તીર્થો ઉભા કરવાનો જે છંદ લાગ્યો છે તે આપણી કળાભક્તિ સિદ્ધ કરતુ નથી, પણ નવા નવા મંદિરો બંધાવવા પાછળનુ આપણું ગાંડપણ સિદ્ધ કરે છે એક બાજુ કળાના સુંદરમા સુંદર નમુનારૂપ, મારવાડ, મેવાડ તેમજ ગુજરાતમા આવેલા અનેક પ્રાચીન જિનમંદિરો કાળવશાત્ જર્જરિત થતાં જાય છે અને બીજી બાજુએ જરૂર ન હોય ત્યા અનેક દેવાલયો અને પ્રતિષ્ઠાઓ થઇ રહ્યા છે અને ભગવાનની મૂર્તિને સુરૂપ (!) બનાવવા લાખો રૂપિયાના આભૂષણો ઘડાઇ રહ્યા છે આથી ખરો સૌંદર્યભંડાર આપણા હાથમાથી સરકતો જાય છે અને ખાલી તકલાદી ઠાઠ આપણે ઉભો કરીએ છીએ આ પણ એક જાતની શોચનીય કળા શૂન્યતા જ ગણી શકાય

આવી રીતે આપણા ધાર્મિક જીવનની સર્વદેશીય સમાલોચના કરતા માલુમ પડે છે કે પ્રસ્તુત કળાવિહીનતા આપણા ધાર્મિક જીવનમા સર્વત્ર વ્યાપી રહી છે આથી સર્વ ધાર્મિક પ્રવૃત્તિઓમાં ઉંચો રસ કે સંસ્કારિતા દેખાતી નથી સર્વ ઠેકાણે જડતા–શુષ્કતા દર્શન દે છે આથી કળાવિહીનતા કેટલાકને ઉપેક્ષા કરવા લાયક લાગે છે, પણ જે વિશાળ અર્થમા મે વ્યાપી રહેલી કળાવિહીનતા સ્ફુટ કરવા પ્રયત્ન કીધો છે તે વિશાળ દૃષ્ટિએ ધાર્મિક પ્રશ્નો નિહાળતા જો તત્સંબંધે વિચાર કરવામા નહિ આવે તો મને તો ભવિષ્ય બહુ ચિન્તાજનક લાગે છે વિવિધ કળાઓ ધર્મભાવનાઓને લોકહૃદય સાથે જોડવામાં ચીમેંટનુ કામ કરે છે, આ ચીમેંટ દૂર થાય એટલે ધર્મ લોકહૃદયથી અળગો થવા માટે કળા એ ધાર્મિક જીવનનો પ્રાણપોષક રસ છે; તેનો સંચાર મંદ પડે એટલે ધર્મસંસ્થા ક્ષય

રોગથી ઘસાવા માંડે આવી કળાવિહીનતા માત્ર આપણુને જ લાગુ પડે છે એમ નથી અન્ય ધર્મોની સસ્થામા પણ આવી રસશૂન્યતા નજર પડે છે, જે જે ટીકાઓ આપણી ધાર્મિક પ્રવૃત્તિઓના અગે કરવામા આવી છે તેવીજ ટીકાઓ અન્ય ધર્મોની તેવી તેવી પ્રવૃત્તિઓને પણ લાગુ પડે તેમ છે ફેર માત્ર એટલો જ કે આપણે આ બાબતમા બીજાઓ કરતા વધારે અધ પતિત થઈ ગયા છીએ

પણ આપણી બાબતમા આમ બનવાનુ કારણ શું ? મન તો આપણી સર્વ ઉંચી વૃત્તિઓ ઉપર વ્યાપારી વૃત્તિનુ આધિપત્ય મુખ્ય કારણ લાગે છે જૈનધર્મના મુખ્ય પ્રણેતા મહાવીર ક્ષત્રિય હતા, તેના મુખ્ય ગણધર ગૌતમ બ્રાહ્મણ હતા, તેમના પ્રરૂપેલા ધર્મને બ્રાહ્મણ, ક્ષત્રિય વૈશ્ય અને શુદ્ર—ચારે વર્ણના લોકો અનુસરતા હતા, તેથી આપણું પ્રાચીન ધાર્મિક જીવન વિવિધતાથી ભરેલું હતું અને એક વર્ણની છાપ અન્ય વર્ણોની અધિકતાથી પૂરાતી રહેતી અત્યારે પરિસ્થિતિ ભિન્ન છે આખો જૈનસમુદાય ઘણું ખરૂ વૈશ્યવેપારી છે, તેથી ધર્મના વર્તમાન સ્વરૂપમા પણ એક દેશીયતા આવતી જાય છે અહિંસાના અનુપાલનમા ભીરૂતાનુ મિશ્રણ દેખાય છે અને વ્યાપારાપન્ન સ્થૂળ અને સુક્ષ્મ હિંસાને આપત્તિધર્મ તરીકે ગણી ઉપેક્ષવામા આવે છે, સત્યના પાલનમા લાભાલાભની ગણતરીઓ મૂકાય છે અને વ્યાપાર કાર્ય પરત્વે અસત્ય બોલવામા તો કશો દોષ જ ન હોય એમ વર્તાય છે, પરિગ્રહપ્રમાણ બાધતા પોતાનો વર્તમાન પરિગ્રહ કેમ ઘટાડવો તેનો વિચાર કરવામા આવતો નથી પણ પરિગ્રહપ્રમાણ કરવાના બહાને પોતાની સ્થિતિ પ્રમાણે ભવિષ્યમા જેટલુ દ્રવ્યોપાર્જન શકય લાગે તેનો

આક નક્કી કરવામા આવે છે વણિકને જીવનમા એકજ ધુન હોય-પૈસા પેદા કરવાની આની આડે સર્વ કાઈ ગૌણ બની જાય છે, સર્વ વસ્તુ અને વિષયોની કિમત તની દ્રવ્યોપાર્જક શકિત ઉપર અકાય, એટલે કળાની ઉપાસના તો તેને મૂર્ખાઇનુ લક્ષણ લાગે આથી તેની વૃત્તિ સદા અણુ વિકસીજ રહે તેથી તેના શોખના વિષયોમા રસિકતા ન હોય પણ રૂક્ષતા જ ભરેલી હોય તેને સુદર ચિત્રમા અને રગના ડબકામા બહુ ફેર ન દેખાય, મધુર ગીતમા અને નાટકી તરજમા બહુ તફાવત ન લાગે, કળા અને સસ્કારિતાની દ્રષ્ટિએ બહુ ઉતરતા દરજ્જાની ચીજો તરફ તે આકર્ષાય, કુદરતના સુદર દ્રશ્ય કરતા લગ્નમડપ કે રાજમહેલમા તે વધારે મોહાય, વીણા કે જળતરગના શાન્તિમય ઝણઝણાટ કરતા બેન્ડવાજાનો ઘોઘાટ તેને વધારે પ્રિય લાગે, સાદી અને સુદર રચના કરતા કળા વિનાનો તકલાદી ભભકો તેને વધારે ગમે, આવીજ સ્થિતિ આખા જૈન સમાજની થઇ રહી છે અને તેનુ પ્રતિબિબ તેના ધાર્મિક જીવનમા દેખાઈ રહ્યુ છે કેટલીક ઉપયોગી ધાર્મિક સસ્થાઓ વિષે પણ જૈનસમાજનુ વલણ તે સસ્થાની ભાવનાઓને યથાર્થ સમજવા તરફ કે તેનો બરોબર અમલ કરવા તરફ નથી હોતું, પણ તે તે સસ્થાઓને દ્રવ્યવાન મનાવવા તરફ વધારે ઢળેલુ હોય છે તે જગતની દ્રવ્યથીજ શોભા માને છે, નિષ્કચન મહાવીરના જીવનની કવિતા ખરૂ પૂછો તો તેના આત્માને કદી સ્પર્શતીજ નથી આવી માનસિક વૃતિમાં ફેરફાર થવાની ખાસ જરૂર છે આપણી કટાતી જતી રસવૃત્તિને શુદ્ધ સાધનો વડે સતેજ કરવાની પરમ આવશ્યકતા છે જે જગતમા જન્મ લીધો છે તેમા દ્રવ્યોત્પાદક યત્ર

બનીને જીવન ગાળવાથી જન્મસિદ્ધિ થતી નથી આપણે જગતને જાણવુ જોઇએ, જગતના સૌન્દર્યને અનુભવવું જોઇએ તે માટે સૌન્દર્ય પરીક્ષણશકિતને આપણે કેળવવી જોઇએ આ દિશાએ પ્રયત્ન થશે તો સહેજે ધાર્મિક જીવનમા દેખાતી કળાવિહીનતા ઉડી જશે અને સમગ્ર ધાર્મિક જીવન નવપલ્લવિત થઈ રહેશે

પણ આવુ પરિવર્તન સાધવા માટે કરવુ શું! આ સબંધમા વ્યવહારૂ સૂચનાઓ કરવામા આવે તો જે વર્ગને આ લેખમાળામા દર્શાવેલા વિચારો આદરણીય લાગતા હોય તેમને જરૂર ઉપયોગી થઇ પડે કળાવિષયક કેટલીક બાબતો એવી હોય છે કે તેમા તે વિષય તરફ અભિરૂચી થવા માંડે એટલે સહેજે તે દિશાને પ્રગતિ સધાવી શરૂ થાય સગીત કે ચિત્રકળાની વસ્તુઓ ઉપજાવવામા નૈસર્ગિક શકિતની આવશ્યકતા છે ખરી, પણ તે વસ્તુઓમા રહેલુ સૌન્દર્ય અનુભવવામા તો સામાન્ય સમજણ અને તે તે વિષયોનો સામાન્ય પરિચય જ જોઇએ સરસ ગણાતા ચિત્રો અભિરૂચિ પૂર્વક જોવા માંડો, હલકા અને નકલી ચિત્રો તરફ તરત અણગમો આવવા માડશે, સારા ગાયનો સાભળો, હલકા ખીલફૂલ નહિ ગમે, વીણા કે દીલરૂબાનો પરિચય કરો હારમોનિયમ ઉપર તુરત કંટાળો આવશે, કુદરતના રમ્ય સ્થળોમા વિચરવા માડો, મોટી હવેલીઓમા ચોવીશે કલાક ભરાઇ રહેવા તરત મું ઝવણ થવા માડશે, વન પખીઓના કલોલ અનુભવો, બજારના ઘોઘાટથી મન તરત પાછુ હઠશે, કોઇ પર્વત ગુફામા કે જિનાલયમા નિર્વસ્ત્ર, નિરલકાર, ધ્યાનનિમીલિત ચક્ષવાળી ભાવપૂર્ણ જિનમૂર્તિના ધ્યાનપૂર્વક દર્શન કરવા

માટે, આભૂષણોથી ભરેલી વિકૃતતા સહેજે પ્રતીત થઇ જશે, જ્યા લોકોની આવવા જવાની ધમાલ બહુ ન હોય તેવા શહેર બહારના કોઇ સાદા અને શાન્તિપૂર્ણ મદિરમા જવા માટે, જાતજાતના ફર્નીચરથી ખીચોખીચ ભરેલા અને ઘી બોલવાની ગર્જનાથી સદા ગાજતા મદિરનુ તે તે અશોમા અમદિરત્વ તુરત સમજાશે, શિખરજીના પવિત્ર તીર્થ ઉપરની શાન્તિ અનુભવી આવો શત્રુજય ઉપર ઘી બોલવાની, જળયાત્રાની, પૂજા કરવાની ધમાલથી તમને જરૂર ત્રાસ આવવા માડશે આવી રીતે જ્યારે સમજણ સુધરે અને દૃષ્ટિબિંદુ ફરે એટલે કેટલાક સુધારાઓ તો સ્વાભાવિક રીતે જ થઇ જાય એમ છતા પણ કેટલીક બાબત તો એવી છે કે જેમા યોગ્ય પ્રવૃત્તિઓ આદરવામા આવે તોજ પ્રસ્તુત વિષયમા સત્વર પ્રગતિ સાધી શકાય આ દૃષ્ટિબિન્દુથી અહિં માર્ગદર્શક કેટલીક સૂચનાઓ કરવા હું રજા લઉં છુ

(૧) જૈનશાળાઓના વ્યવસ્થાપકોએ નીચેની બાબતો ધ્યાનમાં લઇ બને તેટલો અમલ કરવો

(ક) દરેક જૈનશાળા કે કુમારશાળામા એક સગીત શિક્ષક જોઇએ

(ખ) વિદ્યાર્થીઓને મૂળ રાગોમા તેમજ પ્રચલિત દેશીમા જૈન પદ્યો ( પૂજાઓ, સ્તવનો, સઝાયો ) વિગેરે ગાતા શિખવવું જોઇએ,

(ગ) બની શકે તો એકાદ વાજીત્ર શિખવવાની તેમજ જેને રસ હોય તને તબલા શિખવવાની ગોઠવણ થવી જોઇએ

(ઘ) વિદ્યાર્થીઓમાથી ગાયનમડળીઓ ઉભી કરવી જે સાદા મનમોહક ગાયનો ગાતા, તાલિયાતાન લેતાં

તથા નૃત્ય કરતા શીખે કન્યાશાળામા કન્યાઓ ગરબી તથા ગહુલી ગાતા અને રાસ રાુ થના શીખે

(ક) દરેક વિદ્યાર્થીને સસ્કૃત શ્લોકો શુદ્ધ રીતે બોલતા તથા સરસ ગીત ગાતા આવડવા જોઇએ

(૨) સ્વામીવાત્સલ્યના સબધમા નીચે પ્રમાણે વ્યવસ્થા થવી જોઇએ

(ક) સ્વામીવાત્સલ્યની જગ્યા વિશાળ અને સ્વચ્છ અને છબીઓ, તોરણો, વાવટાઓ કુડાઓ વિગેરેથી બની શકે તેટલી શણગારેલી જોઇએ આ સબધમા પાશ્ચિમાત્યોના જમણવારના સ્થળો જોઇને તે ઉપરથી ધડો લેવો

(ખ) જમવા માટે પક્તિબધ બેસવાનો રીવાજ જોઇએતે માટે લાબી પાટલીઓની પદ્ધતિસર હાર ગોઠવવી

(ગ) જમનારની સખ્યાના પ્રમાણમા જગ્યા ન્હાની હોય તો જેટલા પક્તિબધ એક સાથે બેમી શકે તેટલાએજ બેસવુ બાકીનાએ જ્યા સુધી જમવા બેઠેલા જમવાનુ પૂરૂ ન કરે ત્યા સુધી શાતિથી બાજુએ ઉભા રહેવુ

(ઘ) આપણામા કેટલાક કારણોસર પત્રાવલિ કે કેળના પાનમા ખાવાનો રીવાજ નથી તો તેને બદલે થાળીઓ વપરાય છે તે કા તો દરેક જમનારને ઘેરથી જ લાવવાનો હુકમ હોવો જોઇએ અથવા તો જો સઘ આગળ દરેક જમનારને એક થાળી, બે વાટકા તથા એક કળશ્યો આપવા પૂરતી અને વારવાર કલાઈ કરાવવા અને દરેક જમણવારે ઉટકાવી ચોખ્ખા રાખવા પૂરતી દ્રવ્યની સગવડ હોય

તેમજ જમનારને થાળી વિગેરે પૂરા પાડવાનો વિચાર કરવો અત્યારની પદ્ધતિ તો અતો ભ્રષ્ટ તતો ભ્રષ્ટ કરે તેવી છે

(ક) પાણી તેમજ રસોઇના ઠામ બહુ ચોખ્ખા જોઇએ

(ચ) પીરસનારે જમનારને કે જમનારે પીરસનારને અડવુ ન જોઇએ

(છ) બીજી ખાવાની વસ્તુઓ માફક પાણી પીરસવું જોઇએ, પાણી લેવા કોઇએ પાણીના ઠામ સુધી જવાનું હોય જ નહિ

(જ) જમવા બેઠેલી પંક્તિમાથી કોઈએ ઉઠવાનુ જ ન ન હોય, રસોડામા તો કોઈ કદિ પ્રવેશ કરી શકે જ નહિ

(ઞ) જમી રહેલા ઠામ સાફ કરવાની ચોખ્ખાઇ ખરી ખાસ સગવડ જોઇએ, એઠુ એઠું થાય તે બાળી નાખવુ

(ટ) જમતા કોઇએ બનતા લગી એઠુ મૂકવુ નહિ જમવા બેસવાની જગ્યાએ ચોતરફ અગરબત્તીઓ સળગાવીને ગોઠવવી જોઇએ

(ઠ) બની શકે તો જ્યારે જમણ ચાલતું હોય ત્યારે ગાનાર કે વાજીંત્ર વગાડનારની ગોઠવણ કરવી

(૩) જિનમંદિરમા નીચેની ગોઠવણો થવી જોઇએ

(ક) શહેરના મુખ્ય મંદિરમા એક સંગીતપ્રવીણ ભોજક જોઇએ, ભોજકની સસ્થાનો પુનરુધ્ધાર થવો ઘટે છે

(ખ) મંદિરમા વાદ્યોનો સારો સંગ્રહ જોઇએ

(ગ) મંદિરનો ગોઠી સુશિક્ષિત, ઉંચા પગારનો, ધાર્મિક સંસ્કારવાળો જોઇએ, પૂજા વિધાનની ક્રિયાઓના

તથા નૃત્ય કરતા શીખે કન્યાશાળામા કન્યાઓ ગરબી તથા ગહુલી ગાતા અને રાસ ગુથના શીખે.

(ઙ) દરેક વિદ્યાર્થીને સસ્કૃત શ્લોકો શુદ્ધ રીતે બોલતા તથા નરસ ગીત ગાતા આવડવા જોઇએ.

(૨) સ્વામીવાત્સલ્યના સબધમા નીચે પ્રમાણે વ્યવસ્થા થવી જોઇએ

(ક) સ્વામીવાત્સલ્યની જગ્યા વિશાળ અને સ્વચ્છ અને છબીઓ, તોરણો, વાવટાઓ કુડાઓ વિગેરેથી બની શકે તેટલી શણગારેલી જોઇએ આ સબધમા પાશ્ચિમાત્યોના જમણવારના સ્થળો જોઇને તે ઉપરથી ધડો લેવો

(ખ) જમવા માટે પક્તિબધ બેસવાનો રીવાજ જોઇએ તે માટે લાબી પાટલીઓની પદ્ધતિસર હાર ગોઠવવી

(ગ) જમનારની સખ્યાના પ્રમાણમા જગ્યા ન્હાની હોય તો જેટલા પક્તિબધ એક સાથે બેસી શકે તેટલાએજ બેસવુ બાકીનાએ જના સુધી જમવા બેઠેલા જમવાનુ પૂરૂ ન કરે ત્યા સુધી શાતિથી બાજુએ ઉભા રહેવુ

(ઘ) આપણામા કેટલાક કારણોસર પત્રાવલિ કે કેળના પાનમા ખાવાનો રીવાજ નથી તો તેને બદલે થાળીઓ વપરાય છે તે કા તો દરેક જમનારને ઘેરથી જ લાવવાનો હુકમ હોવો જોઇએ અથવા તો જો સઘ આગળ દરેક જમનારને એક થાળી, બે વાટકા તથા એક કળશો આપવા પૂરતી અને વારવાર કલાઈ કરાવવા અને દરેક જમણવારે ઉટકાવી ચોખ્ખા રાખવા પૂરતી દ્રવ્યની સગવડ હોય

તોજ જમનારને થાળી વિગેરે પૂરા પાડવાનો વિચાર કરવો અત્યારની પદ્ધતિ તો અતો ભ્રષ્ટ તતો ભ્રષ્ટ કરે તેવી છે

(ઙ) પાણી તેમજ રસોઇના ઠામ બહુ ચોખ્ખા જોઇએ

(ચ) પીરસનારે જમનારને કે જમનારે પીરસનારને અડવુ ન જોઇએ

(છ) બીજી ખાવાની વસ્તુઓ માફક પાણી પીરસવુ જોઇએ, પાણી લેવા કોઇએ પાણીના ઠામ સુધી જવાનું હોય જ નહિ

જ) જમવા બેઠેલી પંક્તિમાથી કોઇએ ઉઠવાનુ જ ન ન હોય, રસોડામા તો કોઇ કદિ પ્રવેશ કરી શકે જ નહિ

ઝ) જમી રહેલા ઠામ સાફ કરવાની ચોખ્ખાઇ ભરી ખાસ સગવડ જોઇએ, એઠુ એઠુ થાય તે બાળી નાખવુ

ટ) જમતા કોઇએ બનતા લગી એઠુ મૂકવુ નહિ જમવા બેસવાની જગ્યાએ ચોતરફ અગરબત્તીઓ સળગાવીને ગોઠવવી જોઇએ

) બની શકે તો જ્યારે જમણ ચાલતુ હોય ત્યારે ગાનાર કે વાજીત્ર વગાડનારની ગોઠવણ કરવી

જિનમંદિરમા નીચેની ગોઠવણો થવી જોઇએ

) લાહોરના મુખ્ય મંદિરમા એક સંગીતપ્રવીણ હોવો જોઇએ, ભોજકની સંસ્થાનો પુનરુદ્ધાર થવો જોઇએ

ખ) મંદિરમા વાદ્યોનો સારો સંગ્રહ જોઇએ

ગ) મંદિરનો ગોઠી સુશિક્ષિત ઉચ્ચ પ્રકારનો

ો જોઇએ, પૂજા વિધાનની [illegible]

તોજ જમનારને થાળી વિગેરે પૂરા પાડવાનો વિચાર કરવો અત્યારની પદ્ધતિ તો અતો ભ્રષ્ટ તતો ભ્રષ્ટ કરે તેવી છે

ઙ) પાણી તેમજ રસોઇના ઠામ બહુ ચોખ્ખા જોઇએ

ચ) પીરસનારે જમનારને કે જમનારે પીરસનારને અડવુ ન જોઇએ

છ) બીજી ખાવાની વસ્તુઓ માફક પાણી પીરસવુ જોઇએ, પાણી લેવા કોઇએ પાણીના ઠામ સુધી જવાનું હોય જ નહિ

જ) જમવા બેઠેલી પંક્તિમાથી કોઇએ ઉઠવાનુ જ ન હોય, રસોડામા તો કોઇ કદિ પ્રવેશ કરી શકે જ નહિ

ઝ) જમી રહેલા ઠામ સાફ કરવાની ચોખ્ખાઇ ઘણી ખાસ સગવડ જોઇએ, એઠુ એઠુ થાય તે બાળી નાખવુ

ટ) જમતા કોઇએ બનતા લગી એઠુ મૂકવુ નહિ જમવા બેસવાની જગ્યાએ ચોતરફ અગરબત્તીઓ સળગાવીને ગોઠવવી જોઇએ

ઠ) બની શકે તો જ્યારે જમણ ચાલતુ હોય ત્યારે ગાનાર કે વાજીંત્ર વગાડનારની ગોઠવણ કરવી

જિનમંદિરમા નીચેની ગોઠવણો થવી જોઇએ.

ક) શહેરના મુખ્ય મંદિરમા એક સંગીતશાળા જોઇએ, ભોજકોની સંસ્થાનો પુનરુદ્ધાર થવો જોઇએ

ખ) મંદિરમા [illegible] શુદ્ધ જોઇએ

તને સારૂ જ્ઞાન જોઇએ, મંદિર તેમજ મૂર્તિનું રહસ્ય તેના આત્મામા ઉતરેલુ જોઇએ, તેની ભાષા વિનીત અને ભક્તિમય જોઇએ, ધાર્મિક પૂજાના પ્રચલિત પદ્યોનુ તેને સારૂ જ્ઞાન જોઇએ, સારા ગોઠી વિના મંદિરોદ્ધાર અશક્ય છે

(ઘ) મંદિરમા મૂર્તિ બને તેટલી ઓછી જોઇએ એક ગર્ભદ્વારમા એક મૂર્તિ ગોઠવાય તો સૌથી સરસ પણ વધારે ગોઠવવાનો આગ્રહ હોય તો દરેકના કદ અને ઘાટ વિચારી મરજીથી ગોઠવવી

(ડ) કુરૂપ મૂર્તિઓને મંદિરમા સ્થાન આપવું નહિ. વળી મૂર્તિ પસંદ કરવામા તેના માંસલ ઘાટીલા અવયવોથી ઉપજતા સ્થૂળ સૌન્દર્ય કરતા ભાવોત્પાદક સૌન્દર્ય તરફ વિશેષ લક્ષ્ય આપવુ જિનમૂર્તિ અહિંસા સત્ય, સંયમ આદિ ભાવનાઓનુ પ્રતિરૂપ હોવું જોઇએ

(ચ) મૂર્તિ ઉપર આંગી, આભૂષણ, ટીલાટપકા, ચોડવામા આવે છે તે રીવાજ જેમ બને તેમ ઘટાડવા તરફ પગલા ભરવા

(છ) મૂર્તિ ઉપર કેશર ચઢાવવાનો પ્રતિબંધ કરવો

(જ) મૂર્તિ સમક્ષ નાણું મૂકવાનો રીવાજ બંધ કરવો. જો અક્ષત, ફળ અને નૈવેદ્ય ધરવાથી આત્મસંતોષ ન જ થાય અને સોનુ યા રૂપુ મૂકવા મન થાય તો

(ઝ) મદિરમા વિલાયતી લાદી ગોઠવવાની પ્રથા બધ કરવી આરસ કરતા લાદી બહુ મસ્તી પડતી હોય અને આરસ જડવા પુરતુ દ્રવ્ય લભ્ય ન હોય તો અંગ્રેજોના ચર્ચમા કે મોટા મકાનોમા લાદી જે રીતે ગોઠવાતી હોય તે ઉપરથી આખો નકશો નક્કી કરીને ગોઠવવી

(ઞ) મદિરમા વિલાયતી કે પાશ્ચિમાત્ય ઘાટનુ ફરનાચર બને ત્યા સુધી ઓછુ લાવવુ જુના ઘાટનાં હાડી ઝુમ્મરની જુદી જ મજા છે

(ટ) મદિરમા તીજોરી તો જોઈએ જ નહિ

(ઠ) ભગવાનને જાળીમા પૂરવા નહિ, 'અસગૈદ્વાર'ની ભાવનાની બને તેટલા સમીપ જવુ

(ડ) ઘી બોલવાનો રીવાજ બધ કરવો મદિરની બહારના ભાગમા એક ભડાર રાખવો જેને મદિર અર્થે આપવુ હોય તે તેમા નાખે ઘી બોલવાના રૂઢિ લાબા કાળની હોઈને તુરતમા બધ થઈ શકે તેમ ન હોય ત્યા સુધી મદિરની અદર તો ઘી બોલવાની એકદમ મના કરવી જોઈએ

(ઢ) મદિરમા ચિતરામણુ કે કોતરામણુ થાય તે પૌર્વાત્ય શૈલીને અનુસરીને થવુ જોઈએ ઐતિહાસ ઔચિત્ય અને સ્થાનૌચિત્ય સાચવવા ખાસ સભાળ લેવી જોઈએ. આ બાબતમા દ્રવ્ય ખરચનારે આ વિષયના ના અભિપ્રાયને અનુસરવુ.

(ક) પર્યુષણમા સુપન ઉતારવાનો અને ઘોડીયાપારણા ઝુલાવવાનો રીવાજ જૈનદર્શનની ભાવનાઓનો વિરોધક હોઇને બધ કરવો, તેના સ્થાને જૈન ભાવનાઓને અનુકૂળ બીજા ઉત્સવોની યોજના કરવી

(ખ) મહાવીર જયતીના દિવસ ખુબ રસથી ઉજવવો વ્યાખ્યાનો અપાય, બાળકોમા મીઠાઇ વહેચાય, વરઘોડા નીકળે, આનદ ઉત્સવો ઉજવાય, સ્વામિવાત્સ ય થાય, મદિરો શણગારાય, રાત્રે રાસડાઓ ગવાય, ડાડિયારાસ લેવાય, નૃ ય ખેનાય ઈત્યાદિ

(ગ) પૂર્ણિમની રાત્રિએ મદિરના ચોકમા સગીત ઉત્સવોની યોજનાઓ કરવી

આ સર્વ સૂચનાઓનો યથાયોગ્ય અમલ કરવા તથા વર્તમાન ધાર્મિક જીવનને સર્વાશે સુન્દર અને કળાપૂર્ણ બનાવવા જૈન સમાજને મારી નમ્ર ભાવે અભ્યર્થના છે, અને અહીં જણાવેલ વિચારોની યોગ્ય ઉહાપોહ થયે સ્વીકાર-યોગ્યતા સિધ્ધ થતા તે પ્રમાણે ફેરફારો કરી ધાર્મિક જીવનને કળાસિચનથી રસમય બનાવવામા જૈન સમાજ જરા પણ વિલબ નહિ કરે એવી મને પૂરેપૂરી આશા છે એટલા સવિનય નિવેદન સાથે અહીં હવે હુ વિરમુ છુ

પરમાનદ.

| | |
|---|---|
| ૪૪ પ્રાણવાન વાનો (૯૧૫ પાનાં) | ૨—૦—૦ |
| આદર્શ રામાયણ પાકું પુઠું (સુશીલ) | ૧—૪—૦ |
| વિમળશાહ | ૦—૬—૦ |
| મહારાજા સયાજીરાવ ગાયકવાડ | ૦—૧—૦ |
| ,, ,, સુંદર આવૃત્તિ | ૦—૩—૦ |
| વિશ્વવંદ્ય પ્રભુ મહાવીર ૭૫ નકલ | ૧—૦—૦ |
| શ્રી મ સયાજીરાવ ગાયકવાડના ભાષણો પુ-૧-૨ જુ દરેકના | ૨—૦—૦ |

જ્યોતિ ગ્રથમાળામા પ્રગટ થયેલાં ૫ પુસ્તકો જુદા દર્શાવ્યા છે

બીજા પણ દરેક જાતનાં પુસ્તકો મળશે.

વિસ્તૃત સૂચિપત્ર મગાવો

## જૈન શિક્ષણપત્રિકા

જૈન સમાજના શિક્ષણને લગતા પ્રશ્નોની ચર્ચા કરતી માસિક પત્રિકા લવાજમ ફક્ત રૂ ૧ પરદેશમા રૂ દોઢ

# જ્યોતિ કાર્યાલય એટલે

## સુંદર છાપકામ કરી આપનાર

અનેક ગૃહસ્થોએ અમારી પાસે જુદી જુદી જાતનું છાપકામ કરાવી સતોષ જાહેર કર્યો છે છાપકામના મોટા ઓર્ડરો અને સ્ટેટોના કામ પણ લેવામા આવે છે એક જ વખત કામ કરાવી ખાત્રી કરો

## દીલપસંદ પુસ્તકો પૂરા પાડનાર

અમારી પાસે ધાર્મિક, સામાજિક, રાજકીય વગેરે તમામ વિષયોના પુસ્તકો સારા પ્રમાણમા સઘરવામા આવે છે અને ગ્રાહકોને વ્યાજબી કમિશને પૂરા પાડવામા આવે છે વધારે જાણવા સૂચીપત્ર મગાવો

## ચિત્રકાર

આ દિશાના અમારો અનુભવ વર્ષોનો છે તમામ જાતનું ચિત્રકામ કિફાયત ભાવે કરી આપવામા આવે છે ગૃહસ્થો તથા મુનિરાજોની અમારા હાથે બનેલી અનેક તસ્વીરો વખણાયેલી છે તીર્થોના પણ સુંદર ફોટાઓ થઇ શકશે

## પત્રકાર

અમારા તરફથી જૈન જ્યોતિ સાપ્તાહિક તથા જૈન શિક્ષણપત્રિકા માસિક બહાર પડે છે જેની વિશેષ માહિતી અ ન્યત્ર આપેલી છે તમારા ધધાની જાહેરાત માટે એ સુંદર સાધન છે

આમાના કોઇ પણ કામ માટે અમારુ નામ નોધી રાખશો

જ્યોતિ ગ્રંથમાળા—પુસ્તક ૫ મું

# નવયુગનો જૈન

લેખક

મોતીચંદ ગિરધરલાલ કાપડિયા

સોલિસિટર અને નોટરી પબ્લિક

# જ્યોતિ કાર્યાલય એટલે

## સુંદર છાપકામ કરી આપનાર

અનેક ગૃહસ્થોએ અમારી પાસે જુદી જુદી જાતનુ છાપકામ કરાવી સતોષ જાહેર કર્યો છે છાપકામના મોટા ઓર્ડરો અને સ્ટેટોના કામ પણ લેવામા આવે છે એક જ વખત કામ કરાવી ખાત્રી કરો

## દીલપસદ પુસ્તકો પૂરા પાડનાર

અમારી પાસે ધાર્મિક, સામાજિક, રાજકીય વગેરે તમામ વિષયોના પુસ્તકો સાગ પ્રમાણમા સઘરવામા આવે છે અને ગ્રાહકોને વ્યાજબી કમિશને પૂરા પાડવામા આવે છે વધારે જાણવા સૂચીપત્ર મગાવો

## ચિત્રકાર

આ દિશાના અમારો અનુભવ વર્ષોનો છે તમામ જાતનું ચિત્રકામ કિફાયત ભાવે કરી આપવામા આવે છે ગૃહસ્થો તથા મુનિરાજોની અમારા હાથે બનેલી અનેક તસ્વીરો વખણાયેલી છે તીર્થોના પણ સુંદર ફોટાઓ થઇ શકશે

## પત્રકાર

અમારા તરફથી જૈન જ્યોતિ સાપ્તાહિક તથા જૈન શિક્ષણપત્રિકા માસિક બહાર પડે છે જેની વિશેષ માહિતી અ યત્ર આપેલી છે તમારા ધ ધાની જાહેરાત માટે એ સુંદર સાધન છે

આમાના કોઇ પણ કામ માટે અમારુ નામ નોધી રાખશો

જ્યોતિ ગ્રંથમાળા—પુસ્તક ૫૩

# નવયુગનો જૈન

લેખક

મોતીચંદ ગિરધરલાલ કાપડિયા

[illegible]

પ્રકાશક  અવધાનકાર ધીરજલાલ ટોકરશી શાહ
માલિક  જ્યોતિ કાર્યાલય
શેઠની પોળ, રતનપોળ, અમદાવાદ

પ્રકાશન ક્રમ ૨૪૫
પ્રથમ આવૃત્તિ  સં  ૧૯૯૨
મૂલ્ય રૂ ૧—૦—૦

મુદ્રક  બળવંતરાય કરુણાશંકર ઓઝા
ગાયત્રી મુદ્રણાલય,
ખજૂરીની પોળ, અમદાવાદ

# ઉપોદ્‌ઘાત

મારે જે જે હકીકત કહેવાની છે તે ગ્રંથની શરૂઆતની ભૂમિકામા તથા આખા ઉલ્લેખમા છૂટી છવાઈ લખી છે ઉપોદ્‌ઘાતમા બહુ થોડી હકીકત રજુ કરવાની રહે છે

મે આ લેખમા જે વિચારો બતાવ્યા છે તે મારૂ વર્તમાન ઇતિહાસના વાચન અને અવલોકનનું પરિણામ છે આપણે આપણી આંખોને ઉઘાડી રાખી અવલોકન કરીએ તો દુનિયામા ઘણું જોવા જાણવાનું મળે છે આપણે સર્વ અવલોકીએ તે ઇષ્ટ છે કે અનિષ્ટ છે તે તદ્દન જુદીજ વાત છે આપણે અવલોકીએ તે લખી શકીએ તો અન્યને દિશાસૂચન થવા સભવ છે મને વર્તમાન ઇતિહાસ વાચતાં તથા અવલોકતાં જે સમજાયુ તે અત્રે આલેખવા પ્રયાસ કર્યો છે અત્યારની જૈન દુનિયાના પ્રવાહ કયે માર્ગે વહે છે એની તુલના કરવાનાં સાધનો આપણે બને તેટલા એકઠા કરવા એ એનો મુદ્દો છે અને એમ થાય તો ભવિષ્યની માર્ગદોરણી અને દોરવણીમાં ઉપયોગી હકીકતો એકઠી થાય એ એનુ ધ્યેય છે જેઓ ભવિષ્યના નેતા થવાના હોય તેમને આ સાધનો ઉપયોગી થાય તો તેને એકઠાં કરવાનો પ્રયાસ તેટલે અંશે સફળ ગણાય

જનસ્વભાવનું અવલોકન કરવું એ પણ પોતાના દ્રષ્ટિબિંદુ ઉપર આધાર રાખે છે. આપણું દ્રષ્ટિબિન્દુ વિશાળ હોય કે સંકુચિત હોય તે ઉપર આપણા અવલોકનના પરિણામો આવે છે. મે અમુક દ્રષ્ટિબિંદુથી વર્તમાન પરિસ્થિતિને જોઈ છે અને એની ભવિષ્યની દિશા જે લાગી તે અત્ર નોંધી છે. નવયુગમાં જૈન સમાજના પ્રશ્નો ખૂબ સંકીર્ણ થવાનો સંભવ છે અને પ્રત્યેક પરિસ્થિતિ અન્ય પરિસ્થિતિ પર પોતાની છાયા નાખવાની છે એટલે જે પરિણામો આવવાનાં છે એમ દેખાય છે તેજ આવશે એવો દાવો કરવો તે તો ધૃષ્ટતા કહેવાય, પણ તેટલા ખાતર આપણા અવલોકનોનો સંગ્રહ ન કરવો એ વાત કોઈ યોગ્ય ન ગણાય. દાખલા તરીકે રાષ્ટ્રભાવના કે જ્ઞાતિસંસ્થાનું ભવિષ્ય મે મારી નજરે લખેલ હોય અને તે મારા અવલોકનનું પરિણામ હોય છતાં નવયુગમાં એ તદ્દન જૂદીજ ઝોક લે એ તદ્દન બનવા જોગ છે અને તેમ થાય તો તેની અસર આપણી અનેક સંસ્થા પર જરૂર થાય જ. તેમ હોવાથી અહીં જે વિચારસંગ્રહ કર્યો છે તે સામગ્રી સમીકરણ તરીકે ઉપયોગી થાય તો પણ યુક્તજ છે.

વર્તમાન અવલોકનના પરિણામો જેવાં સૂઝ્યાં તેવાં આલેખ્યાં છે તેની સાથે યોગ્યાયોગ્યતાનો વિચાર કરવાનો રહેતો નથી. આખા સમાજનોના પ્રશ્નો આવે ત્યાં એના ગુણદોષ પર વિચાર કરનાર એક વ્યક્તિ કોણ માત્ર? પણ જેવું થશે એમ લાગ્યું તે સંગ્રહીત કરવાનું સકારણ યોગ્ય લાગ્યું છે. સર્વ પ્રશ્નો નવયુગનો નવયુવક વિચારનો હોય તે દ્રષ્ટિએ તેના મુખમાં મૂકેલ છે. એ અવલોકનની જવાબદારી તો લેખકનીજ છે પણ તેનું દ્રષ્ટિબિંદુ નવયુવકની વિચારધારાને માર્ગે ચાલતું સતત જોવામાં આવશે.

પ્રેરણા માટે આપણે ભૂતકાળ તરફ ભલે નજર કરીએ, પણ પરિણામ માટે તો ભવિષ્યકાળ તરફજ નજર રાખવી રહી. એમ કરવામાં જે સમાજ બેદરકાર રહે છે તેની પ્રગતિ કાં તો સંકુચિત

થાય છે અથવા અટકી પડે છે શાસ્ત્રકારે ગીતાર્થના હાથમા દોરી એટલા માટેજ મૂકી છે કે એ સો વર્ષ પછી થવાની સ્થિતિ પોતાની દૃષ્ટિથી કલ્પી તેનો આગળથી વિચાર કરી ઉપાય કરી રાખે દોડતા દોડતા જવુ અને ભીંત આવે ત્યારે અફળાઇને માથુ ચચવાળવુ એ ગીતાર્થને ન પાલવે એવા અવગત ગીતાર્થોને વિચાર-સામગ્રી પૂરી પાડવા, જેવુ દેખાયુ તેવુ, ભવિષ્યને નજરમા રાખી સગ્રહ્યુ છે એમા કોઈ પ્રકારનો ક્ષોભ નથી અને કોઇને કનવવાનો ઇરાદો નથી

બનતા સુધી યાદ આવ્યા તે સર્વ જૈન પ્રશ્નોને ચર્ચવા વિચાર હતો, પણ જ્યારે આ લેખ લખ્યો ત્યારે મારી પાસે જૈનનુ એક છાપુ નહોતુ કે સમાજ વિચારણાનું પુસ્તક નહોતુ મારી સાથે કેદખાનામા થોડા જૈન બધુઓ હતા તેમાના પણ ઘણા ખરા ચાલ્યા ગયા પછી આ લેખ લખવા વિચાર થયો બે જૈન મિત્રો હતા તેની સાથે કોઇ વાર ચર્ચા કરતો, પણ આ લેખ લખવા પહેલા એક વર્ષથી મે જૈન છાપુ કે સમાચાર વાચ્યા કે જાણ્યા ન હોવાથી કોઇ બાબત રહી ગઇ હોય તે બનવા જોગ છે

મે આ લેખનો આરભ સને ૧૯૩૨ની આખરે નાસીક સેટ્રલ જેલમાં કર્યો હતો અને લગભગ બે માસ તેની પછવાડે લગાડયા હતા દરમ્યાન બીજા ઉલ્લેખો, અભ્યાસ, વાચન અને ફરજીઆત કામ ચાલુ હતા જેવુ લખ્યુ હતું તેવુજ છાપ્યુ છે માત્ર શબ્દવાકયરચનામાં કાંઇક ફેરફાર અને શીર્ષક તથા પ્રકરણ પાડવા ઉપરાત વિશેષ વધારો સુધારો અસલ ઉલ્લેખમા પ્રાય કર્યો નથી

આપણા સમાજને અનેક દૃષ્ટિબિન્દુથી વિચારવા જેવો છે, આપણી જવાબદારીઓ સમજવા જેવી છે, સમસ્ત હિદ સમાજમાં આપણુ સ્થાન કયા આવે તે અવલોકવા યોગ્ય છે અને ખૂબ વિશા-

